माता साध्वीजीश्री मनोहरश्रीजी जन्मशताब्दी जैन ग्रन्थमाला - पुष्पम् १

आचार्यभगवत्-कलिकालसर्वज्ञ-श्रीहेमचन्द्रसूरिप्रणीतं
स्वोपज्ञलघुवृत्तिविभूषितं

# श्रीसिद्धहेमचन्द्रशब्दानुशासनम् ।

सम्पादकः —
पूज्यपादगुरुदेवमुनिराजश्रीभुवनविजयान्तेवासी
मुनि जम्बूविजयः

झींझुवाडावास्तव्य 'बाबुलाल-कुबेरदास-गांधी' परिवार-
वितीर्णसंपूर्णद्रव्यसाहाय्येन
प्रकाशकम् —
श्री हेमचन्द्राचार्यजैनज्ञानमन्दिरम् , पाटण (उ.गु.)

MĀTĀ SĀDHVĪJĪ ŚRĪ MANOHARAŚRĪJĪ JANMAŚATĀBDĪ

JAINA GRANTHAMĀLĀ NO.1

# ŚRĪ SIDDHAHEMACANDRA ŚABDĀNUŚĀSANA

(SAṆSKṚTA GRAMMER)

OF

Ācārya Śrī HEMACANDRA SŪRI

With the Auto-commentary

LAGHUVṚTTI.

Critically Editor:
Jaina Muni JAMBUVIJAYA
the son and disciple of H. Holiness
Munirāja Śrī BHUVANAVIJAYAJI MAHĀRĀJA

Publisher:
Śri Hemacandrācārya Jaina Jñanamandira
PĀTAN (North Gujarat), Pin 384265

Vikrama era 2050 Vīra era 2522 A.D. 1994

पूज्यपाद गुरुदेव मुनिराजश्री भुवनविजयान्तेवासी

जैन मुनि जम्बूविजय की

हार्दिक शुभकामनाओंके साथ..........

ઝીંઝુવાડામંડન શ્રી **શાંતિનાથ** ભગવાન તથા
શ્રી શાંતિનાથ જિનપ્રાસાદ



पूज्यपाद प्रातःस्मरणीय संघस्थविर श्री १००८ आचार्यदेव श्री विजयसिद्धिसूरीश्वरजी (बापजी) महाराजना पट्टालंकार —
पूज्यपाद आचार्यदेव श्री विजयमेघसूरीश्वरजी महाराजना शिष्यरत्न
पूज्यपाद गुरुदेव मुनिराज श्री **भुवनविजयजी** महाराज



जन्म :- विक्रमसंवत् १९५१, श्रावणवदि ५, शनिवार
ता. १०-८-१८९५, **मांडल.**

दीक्षा :- विक्रमसंवत् १९८८, जेठवदि ६, शुक्रवार,
ता. २४-६-१९३२, **अमदावाद.**

स्वर्गवास :- विक्रमसंवत् २०१५, महासुदि ८, सोमवार,
ता. १६-२-१९५९, **शंखेश्वरजी तीर्थ.**

**श्री सद्गुरुदेवाय नमः । श्री सद्गुरुः शरणम् ।**

**पूज्यपाद अनन्तउपकारी गुरुदेव मुनिराज श्री १००८ भुवनविजयजी महाराज !**

बहुपुण्याश्रितं दत्त्वा दुर्लभं नरजन्म मे ।
लालनां पालनां पुष्टिं कृत्वा वात्सल्यतस्तथा ॥१॥
वितीर्य धर्मसंस्कारानुत्तमांश्च गृहस्थितौ ।
भवद्भिः सुपितृत्वेन सुबहूपकृतोऽस्म्यहम् ॥२॥
ततो भवद्भिर्दीक्षित्वा भगवत्त्यागवर्त्मनि ।
अहमप्युद्धृतो मार्गं तमेवारोह्य पावनम् ॥३॥
ततः शास्त्रोक्तपद्धत्या नानादेशविहारतः ।
अचीकरन् भवन्तो मां तीर्थयात्राः शुभावहाः ॥४॥
अनेकशास्त्राध्ययनं भवद्भिः कारितोऽस्म्यहम् ।
ज्ञानचारित्रसंस्कारैरुत्तमैर्वासितोऽस्मि च ॥५॥
ममात्मश्रेयसे नित्यं भवद्भिश्चिन्तनं कृतम् ।
व्यापृताश्च ममोन्नत्यै सदा स्वाखिलशक्तयः ॥६॥
ममाविनयदोषाश्च सदा क्षान्ता दयालुभिः ।
इत्थं भवदनन्तोपकारैरुपकृतोऽस्म्यहम् ॥७॥
मोक्षाध्वसत्पान्थ ! मुनीन्द्र ! हे गुरो !
वचोऽतिगा वः खलु मय्युपक्रियाः ।
असम्भवप्रत्युपकारसाधनाः
स्मृत्वाहमद्यापि भवामि गद्गदः ॥८॥

— तत्रभवदन्तेवासी शिशुर्**जम्बूविजयः**

पूज्यपाद साध्वीजी श्री **लाभश्रीजी** महाराज
(सरकारी उपाश्रयवाळा) ना शिष्या पूज्यपाद साध्वीजी
श्री **मनोहरश्रीजी** महाराज



जन्म :- विक्रमसंवत् १९५१, मागशर वदि २, शुक्रवार,
ता. १४-१२-१८९४, झींझुवाडा.
दीक्षा :- विक्रमसंवत् १९९५, महावदि १२, बुधवार,
ता. १५-२-१९३९, अमदावाद.

પૂજ્યપાદ પરમઉપકારી સંસારી પિતાશ્રી ગુરૂદેવ
મુનિરાજશ્રી **ભુવનવિજયજી** મહારાજ !
તથા
પૂજ્યપાદ સંસારી માતાશ્રી સાધ્વીજીશ્રી
**મનોહરશ્રીજી** મહારાજ !

પરમ વાત્સલ્ય તથા પરમ કૃપાથી બાલ્યાવસ્થાથી જ આપે મને આપેલા ધર્મસંસ્કારોનું અત્યંત કૃતજ્ઞતા તથા બહુમાન પૂર્વક સ્મરણ કરીને આ સ્વોપજ્ઞલઘુવૃત્તિસહિત **શ્રીસિદ્ધહેમચંદ્રશબ્દાનુશાસન** ગ્રંથને પુષ્પરૂપે આપના કરકમળમાં પ્રભુપૂજાર્થે અર્પણ કરીને આજે અત્યંત આનંદ અને ધન્યતા અનુભવું છું.

— આપનો શિશુ **જંબૂવિજય**

સં. ૨૦૫૦, મહા સુદિ ૮, શનિવાર, તા. ૧૯-૨-૯૪
**શ્રી શંખેશ્વરજી તીર્થ.**

મૂળ **ઝીંઝુવાડાના** વતની, તથા **ગોકુલ આઇસ્ક્રીમ**વાળા તરીકે ભારતમાં સુપ્રસિધ્ધ, ઉદારચરિત શ્રી **નવીનભાઇ,** શ્રી **ધર્મેન્દ્રભાઇ,** તથા શ્રી **ભૂપેન્દ્રભાઇના** પિતાશ્રી

સ્વ. **બાબુલાલ કુબેરદાસ ગાંધી**



જન્મ સં. ૧૯૬૭, શ્રાવણ વદ ૧૩. તારીખ : ૨૨-૮-૧૯૧૧.

સ્વ. સં. ૨૦૪૪ તારીખ : ૧૨-૨-૧૯૮૮

મૂળ ઝીંઝુવાડાના વતની, તથા ગોકુલ આઈસ્ક્રીમવાળા તરીકે ભારતમાં સુપ્રસિદ્ધ, ઉદારચરિત શ્રી **નવીનભાઈ**, શ્રી ધર્મેન્દ્રભાઈ, તથા શ્રી ભૂપેન્દ્રભાઈના માતુશ્રી **કંચનબહેન બાબુલાલ ગાંધી.**



જન્મ સં. ૧૯૮૫, મહા સુદ ૫ (વસંતપંચમી) તારીખ : ૧૪-૨-૧૯૨૯.

MĀTĀ SĀDHVĪJI ŚRĪ MANOHARAŚRĪJĪ JANMAŚATĀBDĪ

JAINA GRANTHAMĀLĀ NO.1

# ŚRĪ SIDDHAHEMACANDRA ŚABDĀNUŚĀSANA

(SANSKṚTA GRAMMER)

OF

Ācārya Śrī HEMACANDRA SŪRI

With the Auto-commentary

LAGHUVṚTṬI.

Critically Editor :
Jaina Muni JAMBUVIJAYA
the son and disciple of H. Holiness
Munirāja Śrī BHUVANAVIJAYAJI MAHĀRĀJA

Publisher :
Śri Hemacandrācārya Jaina Jñanamandira
PĀTAN (North Gujarat), Pin 384265

Vikrama era 2050 Vīra era 2522 A.D.1994

**Publishers :**
Shri Hemchandracharya Jain Gyan Mandir
Azad Chauk, Patan (N.G.) 384 265

First Edition :

Copies : 600

**Price : 450=00**

Computer Type Seting :
Smit Computers.
C/o Mayur Vrajlal Shah
10, Bharati Society, Patan (N.G.)
Phone : (02766) 20717

Printers :
Navneet Publications (India) Ltd.
Ahmedabad.

माता साध्वीजीश्री मनोहरश्रीजी जन्मशताब्दी जैन ग्रन्थमाला - पुष्पम् १

आचार्यभगवत्-कलिकालसर्वज्ञ-श्रीहेमचन्द्रसूरिप्रणीतं
स्वोपज्ञलघुवृत्तिविभूषितं

# श्रीसिद्धहेमचन्द्रशब्दानुशासनम् ।


सम्पादकः —

पूज्यपादाचार्यदेवश्रीमद्विजयसिद्धिसूरीश्वरपट्टालंकार–
पूज्यपादाचार्यदेवश्रीमद्विजयमेघसूरीश्वरशिष्यरत्न–
पूज्यपाद-गुरुदेव-मुनिराजश्रीभुवनविजयान्तेवासी
मुनि जम्बूविजयः

सहायकौ मुनिधर्मचन्द्रविजय-मुनिपुण्डरीकरत्नविजयौ



झींझुवाडावास्तव्य 'बाबुलाल-कुबेरदास-गांधी' परिवार-
वितीर्णसंपूर्णद्रव्यसाहाय्येन
प्रकाशकम् —
श्री हेमचन्द्राचार्यजैनज्ञानमन्दिरम् , पाटण (उ.गु.)

**प्रकाशक :**

**श्री हेमचन्द्राचार्य जैन ज्ञान मंदीर,**

आझाद चौक, पाटन (उ.गु.) ३८४ २६५.

**प्रथम आवृत्ति :**

वीर सं. २५२० विक्रम सं. २०५० इस्वी. वर्ष १९९३.

कोपी : ६००.

**मूल्य : ४५०=००**

कम्प्यूटर टाइपसेटींग :

स्मीत कोम्प्यूटर्स

C/o. मयुर व्रजलाल शाह

१०, भारती सोसायटी, पाटन. (उ.गु.)

फोन : (०२७६६) २०७१७

मुद्रक :

नवनीत पब्लीकेशन्स (ईन्डिया) लि.

अमदावाद

श्रीसिद्धहेमचन्द्रशब्दानुशासनस्य
परिशिष्टसहितस्य

# ग्रन्थानुक्रमः ।

# FOREWORD

By the grace of Supreme Lord Arihanta Paramātmā and my father revered gurudeva Munirāja Śrī Bhuvanavijayaji Mahārāja, the critical edition of the Siddhahemacandra-Śabdānuśāsana with the auto-commentary Laghuvṛtti is placed before the people who are interested in Sanskṛta language and its grammer.

At the request of Siddharāja Jayasiṃha the king of Gujarāta Rājya, the well known Ācārya Hemacandra wrote this wonderful Sanskṛta-and Prākṛta grammer.

Ācārya Hemacandra was born in the year 1145 of Vikrama era and lived up to 1229 of Vikrama era.

About Ācārya Hemacandra so much has been written by so many scholars. Ācārya Hemacandra holds unique position among Sanskṛta grammarians.

The Siddhahemacadra Śabdanuśāsana consists of main eight divisios called Adhyāyas. Each Adhyāya consists of four subdivisions called Pādas. Each Pāda consists of several Aphorisms (Sūtras).

The number of the Sūtras in every Adhyāya and every Pada is given in the following table.

| | Pāda 1 | 2 | 3 | 4 | Total Number |
|---|---|---|---|---|---|
| 1rst Adhyāya | 42 | 41 | 65 | 93 | 241 |
| 2nd " | 118 | 124 | 105 | 113 | 460 |
| 3rd " | 163 | 156 | 108 | 94 | 521 |
| 4th " | 121 | 123 | 115 | 422 | 481 |
| 5th " | 174 | 93 | 141 | 90 | 498 |
| 6th " | 143 | 145 | 219 | 185 | 692 |
| 7th " | 197 | 172 | 182 | 122 | 673 |
| 8th " | 271 | 182 | 182 | 448 | 1119 |

The total number of all the sūtras is 4685. Out of these, 3566 sūtras deal with the Sanskṛta language and 1119 sūtras deal with Prākrta languages.

The present edition contains only first seven Adhyāys which deal with the Sanskṛta language.

Ācārya Hemacandra wrote a big commentary on eight Adhyāyas which is called the Bṛhadvṛtti. He had also written a small commentary called Laghuvṛtti. This present edition cantains the Laghuvṛtti.

This critical edition is based on nearly 24 Palm-Leaf Mss, the description of which has been given by us in Gujārati and Sanskṛta introductions.

In editing this work I am very much helped by my disciple Muni Dharmacandravijaya and his disciple Muni Puṇḍarīkaratnavijaya.

Sādhvī Jinendraprabhāśrī who is the grand disciple of my revered mother Sādhvī Manoharaśrīji, has helped me in various ways.

Mr. Mayūra the son of V.T. Shah of Pāṭaṇa has carried out all the computer composition work.

This is the fruit of the labour of all these that this work has been brought out. I am highly grateful to all these.

ZINZUWĀDA
(Near Shankheshwara)
Pin. 382755
Date 30-12-93

Muni Jambuvijaya
the son and disciple of
H. Holiness Munirāja
Śrī BHUVANAVIJAYAJI MAHĀRĀJA

सिद्धाचलमण्डनश्री**ऋषभदेव**स्वामिने नमः ।
श्रीशान्तिनाथाय नमः ।
श्रीशङ्खेश्वरपार्श्वनाथाय नमः ।
श्रीमहावीरस्वामिने नमः ।
श्री गौतमस्वामिने नमः ।
पूज्यपादाचार्यदेवश्रीमद्विजय**सिद्धि**सूरीश्वरजीपादपद्मेभ्यो नमः ।
पूज्यपादाचार्यदेवश्रीमद्विजय**मेघ**सूरीश्वरजीपादपद्मेभ्यो नमः ।
पूज्यपादसद्गुरुदेवमुनिराजश्री**भुवनविजयजी**पादपद्मेभ्यो नमः ।

# જિન તેરે ચરણ કી શરણ ગ્રહું.

## (પ્રસ્તાવના)

અનંત ઉપકારી પરમકૃપાળુ **અરિહંત પરમાત્મા,** તથા પરમઉપકારી પૂજ્યપાદ પિતાશ્રી સદ્ગુરુદેવ મુનિરાજશ્રી **ભુવનવિજયજી** મહારાજની અનંત કૃપાથી, તાડપત્ર ઉપર લખેલી જુદી જુદી લગભગ ૨૪ પ્રતિઓને આધારે સંપાદિત થયેલા, પરમ વિદ્વાન આચાર્યભગવાન્ શ્રી **દેવચંદ્રસૂરીશ્વરજી** મહારાજના શિષ્યરત્ન, કલિકાલસર્વજ્ઞ, આચાર્ય ભગવાન્ શ્રી**હેમચંદ્રસૂરીશ્વરજી** મહારાજે રચેલા સ્વોપજ્ઞલઘુવૃત્તિવિભૂષિત શ્રી **સિદ્ધહેમચંદ્રશબ્દાનુશાસન**ને પ્રકાશિત કરતાં આજે અમને અત્યંત આનંદનો અનુભવ થાય છે.

**આચાર્યભગવાન શ્રી હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજનું સંક્ષિપ્ત જીવનવૃત્ત**

આચાર્ય ભગવાનશ્રી હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજનો જન્મ ધંધુકામાં વિક્રમસંવત્ ૧૧૪૫ કાર્તિકી પૂર્ણિમાને દિવસે થયો હતો. પિતાનું નામ **ચા**ચિગ હતું. માતાનું નામ **પા**હિની હતું. તેમનું નામ **ચાં**ગદેવ રાખવામાં આવ્યું હતું. તેમની દીક્ષા **પ્ર**ભાવકચરિત્રમાં જણાવ્યા પ્રમાણે વિક્રમ સંવત્ ૧૧૫૦ માં થઈ હતી. પરંતુ બીજા ગ્રંથોમાં જણાવ્યા પ્રમાણે તેમની દીક્ષા વિક્રમ સંવત્ ૧૧૫૪માં મહાસુદિ ૧૪ શનિવારને દિવસે ખંભાતમાં થઈ હતી. દીક્ષા સમયે તેમનું **સો**મચંદ્ર નામ રાખવામાં આવ્યું હતું. વિક્રમ સંવત્ ૧૧૬૬માં નાગપુર (નાગોર) માં તેમને આચાર્યપદવી આપવામાં આવી હતી. ત્યારે તેમનું હેમચન્દ્રસૂરિ નામ રાખવામાં આવ્યું હતું. જ્યારે તેમને આચાર્ય પદવી આપવામાં આવી ત્યારે તેમની માતા

પાહિનીએ પણ દીક્ષા લીધી હતી. પાહિની સાધ્વીનો સ્વર્ગવાસ વિક્રમસંવત્ ૧૨૧૧માં થયો હતો. આચાર્ય ભગવાન હેમચન્દ્રસૂરિજી મહારાજનો સ્વર્ગવાસ વિક્રમસંવત્ ૧૨૨૯માં પાટણમાં થયો હતો.

આજથી લગભગ સાડા આઠસો વર્ષ પૂર્વે, તે સમયના ગુર્જરદેશાધિપતિ મહારાજા **સિદ્ધરાજ જયસિંહદેવ**ની પ્રાર્થનાથી, વિશ્વવિખ્યાત કલિકાલસર્વજ્ઞ આચાર્યભગવાન્ શ્રી **હેમચંદ્ર**સૂરીશ્વરજી મહારાજે **શ્રી સિદ્ધહેમચંદ્રશબ્દાનુશાસન** નામના સર્વાંગસંપૂર્ણ અત્યંત શ્રેષ્ઠ સંસ્કૃત-પ્રાકૃતભાષાના વ્યાકરણની અણહિલપુરપત્તન-**પાટણ**માં રચના કરી હતી[1]. મહારાજા **સિદ્ધરાજે** હાથીની અંબાડી ઉપર આ ગ્રંથને પધરાવીને, પાટણ નગરમાં એની ભવ્ય શોભાયાત્રા કાઢીને એનું અતિભવ્ય સન્માન કર્યું હતું અને પોતાના રાજ્યમાં એના પઠન-પાઠનની મોટા પાયે વ્યવસ્થા કરી હતી. ત્યારથી સમગ્ર શ્રી જૈનશ્વેતાંબરસંઘમાં આ વ્યાકરણના પઠન-પાઠનનો પ્રચાર અત્યંત સુંદર રીતે ચાલ્યો આવે છે.

ગુજરાતના વિદ્યાપ્રેમી મહારાજા **સિદ્ધરાજે** કેવા સંજોગોમાં આચાર્યભગવાન્ શ્રીહે**મચંદ્રસૂરીશ્વરજી** મહારાજને વ્યાકરણ રચવા માટે વિનંતિ કરી હતી, આ.ભ.શ્રી **હેમચંદ્રસૂરીશ્વરજી** મહારાજે કેવી રીતે કેવું મહાન્ વ્યાકરણ કેટલા અલ્પસમયમાં તૈયાર કર્યું હતું એ વિષે, આ.ભ.શ્રી **હેમચંદ્રસૂરીશ્વરજી** મહારાજના જીવન-કવન વિષે, મહારાજા **સિદ્ધરાજ જયસિંહ** તથા પરમાર્હત મહારાજા **કુમારપાલ** આ બંને રાજવીઓના અત્યંત પ્રીતિપાત્ર તથા પ્રતિબોધક સદ્‌ગુરૂ તરીકે તેમણે કુનેહપૂર્વક જે અદ્‌ભુત ભાગ ભજવ્યો હતો એ વિષે ઘણા અભ્યાસીઓ તથા વિદ્વાનો તરફથી આજ સુધી અનેક ભાષાઓમાં ખૂબ ખૂબ લખાયું છે અને ખૂબ પ્રસિદ્ધ છે. એટલે એ વિષે વિસ્તાર ન કરતાં સંક્ષેપમાં જ લખવાનું વિચાર્યું છે. વળી આ પાઠ્ય પુસ્તક હોવાને લીધે, પ્રસ્તાવનાનાં ઘણાં પત્રોથી પુસ્તકનું કદ ઘણું વધી ન જાય તેનો ખ્યાલ રાખવાનો છે. ઉપરાંત મારાં સંસારી વયોવૃદ્ધ માતુશ્રી પૂ. સાધ્વીજી શ્રી **મનોહરશ્રીજી** મહારાજ (સરકારી ઉપાશ્રયવાળાં) નો વિક્રમ સંવત્ ૨૦૫૦ માગશરવદિ ૨ ગુરૂવાર તા.૩૦-૧૨-૯૩ ના દિવસે જન્મથી સોમા વર્ષમાં મંગળ પ્રવેશ છે અને તે જ દિવસે આ ગ્રંથનું પ્રકાશન કરવાનું હોવાથી

---

**૧.** રાજનગર (અમદાવાદ)ની જૈનગ્રંથપ્રકાશક સભા તરફથી વિક્રમ સંવત્ ૨૦૦૭માં પ્રકાશિત બૃહન્ન્યાસ તથા બૃહદ્‌વૃત્તિ સહિત **સિદ્ધહેમ૦** ના પ્રથમ વિભાગમાં પં. અંબાલાલ પ્રેમચંદભાઈએ લખેલા ઉપોદ્‌ઘાતમાં ઘણી ઘણી જાણવા યોગ્ય વાતો લખી છે. તેમાં પૃ.૨૨માં જણાવ્યું છે કે 'વિક્રમ સંવત્ ૧૧૯૩માં સિદ્ધરાજે તેમને વ્યાકરણ રચવાની પ્રેરણા કરી અને વિ.સં. ૧૧૯૪ના અંતે કે વિ.સં. ૧૧૯૫ના પ્રારંભમાં આ ગ્રંથ સાંગોપાંગ પુરો થયો હશે.'

બહુજ અલ્પ સમય મારા પાસે રહ્યો છે. એટલે સંક્ષેપમાં જ અહીં કંઈક પ્રાસ્તાવિક લખવાનું વિચાર્યું છે.

કાશીવાળા તરીકે પ્રસિદ્ધ આ.મ.શ્રી વિજય**ધર્મસૂરિજી** મહારાજ પ્રેરિત **યશોવિજય જૈન ગ્રંથમાલા (કાશી)** તરફથી વિક્રમ સંવત્ ૧૯૬૨માં પ્રકાશિત થયેલું સંસ્કરણ, તે પછી વિક્રમ સંવત્ ૧૯૯૧માં શેઠશ્રી આણંદજી કલ્યાણજીની પેઢી અમદાવાદ તરફથી મુનિરાજશ્રી **વિદ્યાવિજયજી** મહારાજના શિષ્ય મુનિરાજશ્રી **હિમાંશુવિજયજી** મહારાજે તૈયાર કરેલું સંસ્કરણ, તે પછી વિક્રમ સંવત્ ૨૦૦૫માં આ.મ.શ્રી **લાવણ્યસૂરિજી** મહારાજના શિષ્ય પં. **દક્ષવિજયજી** મહારાજે સંશોધિત-સંપાદિત કરેલું સંસ્કરણ, તથા તે પછી બીજાં પણ સંસ્કરણો પ્રકાશિત થયેલાં છે. આ બધાં સંસ્કરણોએ શ્રી **સિદ્ધહેમચંદ્રશબ્દાનુશાસન**ના પઠન-પાઠનમાં આજસુધી ઘણો જ અમૂલ્ય ફાળો આપ્યો છે. અભ્યાસીઓ તથા વિદ્વાનો એમના અત્યંત ઋણી છે.

મુનિશ્રી **પું**ડરીકરત્નવિજયજી લઘુવૃત્તિનું અધ્યયન કરતા હતા ત્યારે એક-બે સ્થળે મને બરાબર સમજાયું નહિ, એટલે તાડપત્ર ઉપર લખેલી પ્રતિઓમાં જોયું તો ત્યાં પાઠ જ જુદો હતો. પં. દક્ષવિજયજી મ. સંપાદિત સંસ્કરણ સુંદર છે જ. અમે પણ એનો જ ખાસ ઉપયોગ કર્યો છે. છતાં તાલપત્ર સાથે મેળવીને ક્વચિત્ જ્યાં જરૂરી જણાય ત્યાં સંશોધન કરીને એનું પુનઃ પ્રકાશન કરવાનો વિચાર ઉદ્ભવ્યો. મને જણાવતાં અત્યંત આનંદ થાય છે કે **ઝીં**ઝુવાડામાં શ્રી **શાંતિનાથ ભગવાન**ની છત્રછાયામાં વિક્રમસંવત્ ૨૦૪૯ ના ચતુર્માસમાં, પાટણ, ખંભાત તથા જેસલમેરની તાડપત્ર ઉપર લખેલી જુદી જુદી લગભગ ૨૪ પ્રતિઓ મેળવીને તેના આધારે સંસ્કરણ તૈયાર કરીને અભ્યાસીઓ તથા વિદ્વાનો સમક્ષ દેવ-ગુરૂ કૃપાથી રજુ કરવા આજે અમે ભાગ્યશાળી થયા છીએ.

**સિદ્ધહેમ**૦ ના આઠ અધ્યાયો છે. પ્રત્યેક અધ્યાયમાં ચાર પાદ છે. દરેક અધ્યાય તથા પાદમાં ન્યૂનાધિક સૂત્રો છે. તે નીચેના કોષ્ઠકથી જણાશે.

| | પાદ ૧ | પાદ ૨ | પાદ ૩ | પાદ ૪ | કુલ સૂત્રસંખ્યા |
|---|---|---|---|---|---|
| પ્રથમ અધ્યાય | ૪૨ | ૪૧ | ૬૫ | ૯૩ | ૨૪૧ |
| દ્વિતીય અધ્યાય | ૧૧૮ | ૧૨૪ | ૧૦૫ | ૧૧૩ | ૪૬૦ |
| તૃતીય અધ્યાય | ૧૬૩ | ૧૫૬ | ૧૦૮ | ૯૪ | ૫૨૧ |
| ચતુર્થ અધ્યાય | ૧૨૧ | ૧૨૩ | ૧૧૫ | ૧૨૨ | ૪૮૧ |
| પંચમ અધ્યાય | ૧૭૪ | ૯૩ | ૧૪૧ | ૯૦ | ૪૯૮ |
| ષષ્ઠ અધ્યાય | ૧૪૩ | ૧૪૫ | ૨૧૯ | ૧૮૫ | ૬૯૨ |
| સપ્તમ અધ્યાય | ૧૯૭ | ૧૭૨ | ૧૮૨ | ૧૨૨ | ૬૭૩ |
| અષ્ટમ અધ્યાય | ૨૭૧ | ૨૧૮ | ૧૮૨ | ૪૪૮ | ૧૧૧૯ |

એકંદર સૂત્રસંખ્યા ૪૬૮૫ છે. તેમાં સાત અધ્યાયમાં સંસ્કૃતભાષાનું વ્યાકરણ છે. અને આઠમા અધ્યાયમાં પ્રાકૃત-શૌરસેની-માગધી-પૈશાચી-ચૂલિકાપૈશાચી-અપભ્રંશ એમ છ ભાષાઓનું વ્યાકરણ છે કે જે પ્રાકૃતવ્યાકરણના નામથી સુપ્રસિદ્ધ છે. એટલે સંસ્કૃતવ્યાકરણના ૩૫૬૬ સૂત્રો છે. બાકીનાં ૧૧૧૯ પ્રાકૃતવ્યાકરણનાં સૂત્રો છે.

આ વ્યાકરણનાં પ્રકરણોની વિષયરચનાનો ક્રમ આ મુજબ છે.

| | | |
|---|---|---|
| ૧. સંજ્ઞા પ્રકરણ | અધ્યાય ૧ | પાદ ૧ |
| ૨. સ્વરસંધિ પ્રકરણ | અધ્યાય ૧ | પાદ ૨ |
| ૩. વ્યંજનસંધિ પ્રકરણ | અધ્યાય ૧ | પાદ ૩ |
| ૪. નામ પ્રકરણ | અધ્યાય ૧ | પાદ ૪ |
| | અધ્યાય ૨ | પાદ ૧ |
| ૫. કારક પ્રકરણ | અધ્યાય ૨ | પાદ ૨ |
| ૬. ષત્વાણત્વ પ્રકરણ | અધ્યાય ૨ | પાદ ૩ |
| ૭. સ્ત્રીપ્રત્યય પ્રકરણ | અધ્યાય ૨ | પાદ ૪ |
| ૮. સમાસ પ્રકરણ | અધ્યાય ૩ | પાદ ૧-૨ |
| ૯. આખ્યાત પ્રકરણ | અધ્યાય ૩ | પાદ ૩-૪ |
| | અધ્યાય ૪ | પાદ ૧-૪ |
| ૧૦. કૃદન્ત પ્રકરણ | અધ્યાય ૫ | પાદ ૧-૪ |

| | | |
|---|---|---|
| ૧૧. તદ્ધિત પ્રકરણ | અધ્યાય ૬ | પાદ ૧ થી ૪ |
| | અધ્યાય ૭ | પાદ ૧ થી ૪ |
| ૧૨. પ્રાકૃત વ્યાકરણ | અધ્યાય ૮ | પાદ ૧ થી ૪ |

સમગ્ર વ્યાકરણ ઉપર આચાર્યશ્રીએ પોતે જ વિસ્તારથી વૃત્તિ રચેલી છે. અને તેમણે જ રચેલી લઘુવૃત્તિની અપેક્ષાએ આ વૃત્તિ મોટી હોવાથી બૃહદ્વૃત્તિના નામથી પ્રસિદ્ધ છે.

આ ઉપરાંત, આચાર્યશ્રીએ ત્રણ વૃત્તિઓ સંસ્કૃતવ્યાકરણ ઉપર રચેલી છે એમ સમજાય છે. એક તો લઘુવૃત્તિના નામથી સુપ્રસિદ્ધ છે કે જેના પઠન-પાઠનનો અત્યંત પ્રચાર છે. આજે આ ગ્રંથમાં આ વૃત્તિ જ પ્રકાશિત થઈ રહી છે. છ હજારી તરીકે પણ લોકોમાં આનો વ્યવહાર કરાય છે.

બીજી વૃત્તિ આનાથી થોડી મોટી છે. સ્વ. આ.શ્રી ક્ષમાભદ્રસૂરિજી મહારાજે એનું સંપાદન કરેલું છે. આનો અઢી અધ્યાય પુરતો ૧લો વિભાગ સુંદર અવચૂરિ સાથે છાણીથી લબ્ધિસૂરીશ્વરજૈનગ્રંથમાળામાં ૩૩મા પુસ્તક રૂપે વિક્રમસંવત્ ૨૦૦૨માં પ્રકાશિત થયો છે. તે પછીના સાત અધ્યાય સુધીનો બીજો વિભાગ શ્રુતજ્ઞાનઅમીધારા-બેડા (રાજસ્થાન) તરફથી વિક્રમ સંવત્ ૨૦૨૧માં પ્રકાશિત થયો છે. આમાં પણ ચતુષ્કવૃત્તિ[1] (૧।૧।૧ થી ૩।૨।૧૫૬), આખ્યાતવૃત્તિ (૩।૩।૧ થી ૪।૪।૧૨૨), કૃદ્વૃત્તિ (૫।૧।૧ થી ૫।૪।૯૦) તથા તદ્ધિતવૃત્તિ (૬।૧।૧ થી ૭।૪।૧૨૨) ના અંતે इत्याचार्यश्रीहेमचंद्रविरचितायां सिद्धहेमचन्द्राभिधानस्वोपज्ञशब्दानुशासनलघुवृत्तौ એવો ઉલ્લેખ મળે છે. એટલે આનો પણ હસ્તલિખિત આદર્શમાં લઘુવૃત્તિ તરીકે જ નિર્દેશ છે. આ ગ્રંથનો પ્રચાર અલ્પ છે. છતા પ્રસિદ્ધ લઘુવૃત્તિ કરતાં મોટી હોવાથી આનો આ.શ્રી ક્ષમાભદ્રસૂરિજી મહારાજે મધ્યમવૃત્તિ તરીકે નિર્દેશ કર્યો છે, તેમ જ અત્યારે લોકોમાં એ નામથી પ્રસિદ્ધિ હોવાથી અમે પણ મધ્યમવૃત્તિ તરીકે નિર્દેશ કર્યો છે. આ ગ્રંથનો પઠન-પાઠનમાં પ્રચાર અલ્પ છે.

ત્રીજી રહસ્યવૃત્તિ છે. એમાં પણ इत्याचार्यश्रीहेमचन्द्रविरचितायां स्वोपज्ञसिद्धहेमचन्द्रशब्दानुशासनरहस्यवृत्तौ એવો ઉલ્લેખ પુષ્પિકામાં છે. તેથી આની રચના પણ આચાર્યશ્રીએ પોતે જ કરેલી છે. વિક્રમ સંવત્ ૧૨૧૮માં આચાર્યશ્રીના સમયમાં જ લખાયેલી આની તાડપત્રીય પ્રતિ જેસલમેરના ભંડારમાં

---

૧. સંધિ, નામ, કારક અને સમાસ આ ચાર પ્રકરણો ચતુષ્ક શબ્દથી વિવક્ષિત છે. ૨. ચતુષ્કવૃત્તિના અંતમાં इत्याचार्यश्रीहेमचन्द्राचार्यविरचिते सिद्धहेमचन्द्राभिधानलघुव्याकरणे चतुष्कवृत्तिर्लघ्वी परिपूर्णा એવો ઉલ્લેખ છે. ૩. કૃદ્વૃત્તિના અંતમાં.. हेमचन्द्राचार्यविरचितायां लघुवृत्तौ એવો ઉલ્લેખ છે.

અત્યારે પણ વિદ્યમાન છે. આની અમે J. સંજ્ઞા રાખી છે. આ રહસ્યવૃત્તિ મહેસાણાના જૈનશ્રેયસ્કર મંડળ તરફથી વિક્રમ સંવત્ ૨૦૦૭ માં પ્રકાશિત થયેલી છે. આની અમે M. સંજ્ઞા રાખી છે. આના સંપાદક સ્વ. પં. પ્રભુદાસ બેચરદાસ પારેખ છે. પ્રસ્તાવનામાં ઘણી જાણવા લાયક બાબતો તેમણે લખેલી છે. તેમણે આની પ્રસ્તાવનામાં (પૃ. ૨ માં) જણાવ્યું છે કે —

"આચાર્ય મહારાજ શ્રીવિજયક્ષમાભદ્રસૂરીશ્વરજી મહારાજ તરફથી એક લિખિત પ્રતિ મળી હતી. તેના ઉપરથી, તથા તે પ્રતિ જેના ઉપરથી ઉતારવામાં આવી હતી, તે બીજી મૂળ પ્રતિ શ્રી **જૈનાનન્દ ગ્રંથ ભંડાર સુરત**ની હતી. બન્નેયને આધારે આ વૃત્તિ પ્રસિદ્ધ કરવામાં આવી છે. બન્નેય પ્રતો અશુદ્ધ હતી. છતાં લઘુવૃત્તિ તથા સિદ્ધહેમના આધારે સંશોધન કરવામાં હરકત પડે તેમ નહોતું. તેથી આ વૃત્તિનું સંશોધન કરવામાં લઘુવૃત્તિ વગેરેનો સારી રીતે આશ્રય લેવામાં આવ્યો છે.

કેટલેક ઠેકાણે જરુરી જાણાયું ત્યાં સૂત્રો, વૃત્તિ, ઉદાહરણ, પ્રતિ ઉદાહરણ સાથે લઘુવૃત્તિ ઉપરથી અમે ઉમેરા પણ કર્યા છે."

આ જૈનાનન્દ ગ્રંથ ભંડાર (જૈનાનંદ પુસ્તકાલય) - સુરતની પ્રતિ મેળવવા માટે અમે ઘણો ઘણો પરિશ્રમ કર્યો, છતાં હજુ સુધી અમને એ મળી શકી નથી. વળી બીજા અમારા પરિચિત પાટણ તથા ખંભાત આદિના ભંડારોમાં પણ આ પ્રતિ નથી. એટલે જેસલમેરની વિક્રમસંવત્ ૧૨૧૮માં તાલપત્ર ઉપર લખેલી એક માત્ર પ્રતિનો જ અમે ઉપયોગ કરેલો છે. M. માં છાપેલાં અનેક સૂત્રો J. માં નથી. J. પ્રતિમાં થોડીક અશુદ્ધિઓ લેખકદોષ આદિથી છે. છતાં J. પ્રતિ એકંદર શુદ્ધપ્રાય છે.

લઘુવૃત્તિના નામથી અત્યંત પ્રસિદ્ધ જે ગ્રંથ આજે પ્રકાશિત થઈ રહ્યો છે તેની પણ વિક્રમ સંવત્ ૧૨૦૬માં લખાયેલી પ્રતિ જેસલમેરના તાડપત્રીય ભંડારમાં છે, તેમજ વિક્રમ સંવત્ ૧૨૨૧માં લખાયેલી પ્રતિ **પાટણ**ના **સંઘવીપાડા**ના તાડપત્રીય ભંડારમાં છે. અત્યારે આ ભંડાર પાટણમાં શ્રી હેમચંદ્રાચાર્ય જૈન જ્ઞાનમંદિરમાં છે. એટલે આ બંને પ્રતિઓ પણ આચાર્યશ્રીના સમયમાં જ લખાયેલી છે.

# એક અત્યંત મહત્ત્વનું સ્પષ્ટીકરણ

શ્રીસિદ્ધહેમચંદ્રશબ્દાનુશાસનના પ્રથમ અધ્યાયના ચોથા પાદમાં **ऋदुदितः** ।१।४।७०। ऋदुदितो धु(धुं Pसं3)डन्तस्य घुटि परे धुटः प्राक् स्वरात् परो नोऽन्तः स्यात् । कुर्वन् । विद्वान् । गोमान् । घुटीत्येव—गोमता । આવું સૂત્ર લઘુવૃત્તિ સાથે મળે છે. પરંતુ પ્રારંભમાં ખરેખર ऋदुदितः સૂત્ર આ.ભ.શ્રી હેમચંદ્રસૂરિજી મહારાજે રચેલું નહોતું. આ સૂત્ર घुट् પ્રત્યય સામે આવે ત્યારે ऋदित् તથા उदित् શબ્દોના ઉપાંતમાં न् આગમ કરવા માટે છે. પરંતુ આ.ભ.શ્રી હેમચંદ્રસૂરિજી મહારાજે વ્યાકરણમાં એવી રીતે ગોઠવણ કરી કે ऋदित् તથા उदित् प्रत्ययो જ अन्तृश्, शन्तृ, इयंसु, क्कंसु, क्तवन्तु, मन्तु એમ न् ઉપાન્ત્યવાળા જ સ્વીકાર્યા. वयसि दन्तस्य दन्तृः એ રીતે ७।३।५१ માં दन्त નો આદેશ પણ दन्तृ એમ જ સ્વીકાર્યો. જેથી ऋदित् તથા उदित् શબ્દોમાં ઉપાન્તમાં न् આગમ કરવાની જરૂર જ ન રહે. અને घुट् સિવાયના પ્રત્યયો આવે ત્યારે न् નો લોપ કરવા માટે डित्यन्त्यस्वरादेः [२।१।११४] સૂત્ર પછી अघुटचुपान्त्यनोऽक्रुञ्चञ्चुदितः [२।१।११५] એ એક નવું સૂત્ર બનાવ્યું. આ સૂત્રને આધારે क्रुञ्च् अञ्च् તથા उदित् ધાતુ સિવાયના શબ્દોની સામે જ્યારે अघुट् પ્રત્યય આવે ત્યારે ઉપાંત્ય न् નો लुक् થઈ જાય છે. એટલે આ પરિભાષા પ્રમાણે ઘણા જ સૂત્રોમાં અને તેની વૃત્તિમાં શબ્દભેદ થઈ ગયો. આ વાત આ.ભ.શ્રી હેમચંદ્રસૂરિજી મહારાજની સમકાલીન હસ્તલિખિત તાડપત્રીય પ્રતિઓ જોતાં બીલકુલ સ્પષ્ટ સમજાય છે.

આ.ભ.શ્રી હેમચંદ્રસૂરિજી મહારાજનો સ્વર્ગવાસ વિક્રમ સંવત્ ૧૨૨૯ માં થયો છે. અમે સંશોધન માટે એકત્રિત કરેલી સિદ્ધહેમચંદ્રશબ્દાનુશાસનની હસ્તલિખિત તાડપત્ર પ્રતિઓમાં ત્રણ પ્રતિઓ નિશ્ચિત રૂપે તેમના સમયમાં જ લખાયેલી છે.

વિક્રમ સંવત્ ૧૨૧૮ માં લખેલી શ્રીસિદ્ધહેમચંદ્રશબ્દાનુશાસનની સ્વોપજ્ઞ **રહસ્યવૃત્તિ**ની તાડપત્રીય પ્રતિ જેસલમેરના ભંડારમાં ગ્રંથાંક ૩૦૧માં છે. આમાં ૧૬૦ પત્ર છે. પ્રતિના અંતે संवत् ११८ वर्षे श्रावणवदि ७ रवौ मंडलीवास्तव्य श्री जाल्योधरगच्छमतानके आसदेवसुत ले० पल्हणेन श्री भद्रेश्वर(?)सूरियोग्या पुस्तिका (पुस्तकं Jसं) लिखितमिति । मंगलमस्तु । આમ લખેલું છે. મૂળ પ્રતિમાં કેટલાંક પાનાં તૂટી જવા આદિ કારણે પાછળથી જુદી લેખન રીતીથી જુદા લેખકે લખીને ૧, ૨, ૩, ૪, ૫, ૬, ૧૭, ૧૮, ૧૯, ૪૮, ૫૨, ૫૩, ૬૧, ૬૨, ૬૩, ૬૪, ૭૧, ૧૦૦, ૧૧૮, ૧૨૦, ૧૩૫, ૧૩૭, ૧૩૮, ૧૫૦, ૧૫૮, ૧૬૦A આટલાં ૨૬ પાનાં આ પ્રતિમાં ઉમેરેલાં છે. જો કે આ પૈકી ૧, ૨, ૪, ૬

આ નંબરનાં પાનાં તો જુની તાડપત્રીમાં પણ છે જ. આમાં સાતે અધ્યાયો સંપૂર્ણ છે. પરંતુ વૃત્તિ સંક્ષિપ્ત હોવાથી સંસ્કૃત વ્યાકરણનાં એકંદર ૩૫૬૬ સૂત્રો પૈકી ખાસ આવશ્યક જણાતાં લગભગ ૧૮૫૦ સૂત્રો આમાં લીધાં છે. તેમાં જે વ્યાખ્યા આપી છે તે લઘુવૃત્તિને લગભગ મળતી હોવાથી લઘુવૃત્તિના સંશોધનમાં પણ અમને સારી ઉપયોગી થઈ છે. આ રહસ્યવૃત્તિમાં ऋदुदितः [૧।૪।૭૦] સૂત્ર નથી. અને डित्यन्त्यस्वरादेः પછી નીચે મુજબ ત્રણ સૂત્રો અને તેની રહસ્યવૃત્તિ છે.—

## अघुटचुपान्त्यनोऽक्रुंचुचु(ऽक्रुञ्चञ्चु)दितः [२।१।११५]

क्रुञ्च्-[अञ्च्]-उदिद्वर्जस्य उपान्त्यनस्य लुक् स्यात्, न तु घुटि। महतः। श्रेयः। अक्रुंचुचु(अक्रुञ्चञ्चु)दित इति किम्? क्रुञ्चा। साध्वञ्चा। सुकन्भ्याम्।

## अवर्णादश्नो वाऽन्तुरीङ्योः [२।१।११६]

श्नावर्जादवर्णात् परस्यान्तुरुपान्त्यनो लुग् वा स्यात् ई-ङ्योः। तुदती तुदन्ती कुले स्त्री वा। एवं भाती भान्ती। अवर्णादिति किम्? अदती। [अ]श्न इति किम्? लुनती।

## न श्यशवः [२।१।११७]

श्याच्छवश्च परस्यान्तुरीङ्योः परयोरुपान्त्यनो लुग् न स्यात्। दीव्यन्ती। पचन्ती।

આ ઉપરાંત જ્યાં જ્યાં शतृ આદિ પ્રત્યયોનો ઉલ્લેખ છે ત્યાં ત્યાં સર્વત્ર[૧] शंतृ अंतृ अंतृश् क्तवंतु मंतु क्वंसु ईयंसु अंतु આદિ રૂપે જ ઉલ્લેખ છે. કોઈક સ્થળે અનુસ્વાર ભૂંસવાનો કોઈક વાચકે પ્રયત્ન કર્યો છે. છતાં એ સ્થળોએ પણ ઝાંખા સ્વરૂપમાં પણ અનુસ્વાર લગભગ મોટા ભાગે દેખાય છે.

એટલે जृषोऽन्तृः [૫।૧।૧૭૩] क्त-क्तवन्तू [૫।૧।૧૭૪] तत्र क्वंसु-कानौ तद्वत् [૫।૨।૨] ઇત્યાદિ રૂપે જ આમાં સૂત્રો તથા વૃત્તિ જોવા મળે છે.

બીજી તાડપત્રીય પ્રતિ વિક્રમ સંવત્ ૧૨૨૧ માં લખાયેલી છે. તેની

---

૧. હસ્તલિખિત આદર્શોમાં शन्तृ अन्तृ વગેરે न् ઉપાંત્યવાળા પાઠો ભાગ્યેજ હોય છે. शंतृ अंतृ એમ અનુસ્વાર જ લખવાની પદ્ધતિ સર્વત્ર હોય છે. हेमचन्द्र ને બદલે પણ हेमचंद्र જ લખવામાં આવે છે.

પત્રસંખ્યા ૨૨૧ છે અને તે પાટણમાં શ્રીહેમચંદ્રાચાર્ય જૈન જ્ઞાનમંદિરમાં રહેલા શ્રીસંઘવી પાડાના ભંડારમાં પેટી નં. ૧૩૭(૨) માં છે. આ પ્રતિના અંતમાં આ રીતે ઉલ્લેખ છે.—

संवत् १२२१ वर्षे माघवदि ६ बुधे अद्ये[ह?]..प्राशा श्री विद्यामठे लघुवृत्तिपुस्तिका पंडि० वयरसीहेन लेखिता । शुभं भवतु लेखक-पाठकयोः । मंगलं महाश्री ॥ આ પ્રતિમાં ૩।૩।૧ થી ૫।૪।૯૦ સુધીનાં સૂત્રો અને તેની લઘુવૃત્તિ છે. આમાં જ્યાં જ્યાં મૂળ સૂત્ર તથા વૃત્તિમાં ऋदित् તથા उदित् પ્રત્યયોનો ઉલ્લેખ છે ત્યાં પ્રાયઃ સર્વત્ર ऋदित् તથા उदित् પ્રત્યયોનો ઉલ્લેખ शन्तृ, अंतृ, अंतृश्, क्वंसु, क्तवंतु એમ ઉપાન્ત્યમાં न् સાથે જ છે. જો કે કોઈ વાચકે કેટલેક સ્થળે અનુસ્વાર ભૂંસવા પ્રયત્ન કર્યો છે, છતાં એ અનુસ્વારો પણ લગભગ સ્પષ્ટ દેખાઈ આવે છે.

ત્રીજી પ્રતિ વિક્રમસંવત્ ૧૨૦૬માં લખાયેલી છે અને તે જેસલમેરમાં જિનભદ્રસૂરિસંસ્થાપિત તાડપત્રીય ગ્રંથભંડારમાં ૨૯૭ ક્રમાંકમાં છે. આમાં ૯૧ પત્ર છે. પ્રતિના અંતમાં शिवमस्तु सर्वभूतानाम् । ग्रं.श्लो. १६७८ । संवत् १२०६ आषाढवदि ५ सोमे । એમ લખેલું છે. આ પ્રતિમાં ૫।૧।૧ થી ૫।૪।૯૦ સુધીનાંજ સૂત્રો તથા તેની લઘુવૃત્તિ છે. આમાં પણ મૂળ સૂત્ર તથા વૃત્તિમાં જ્યાં જ્યાં ऋदित् તથા उदित् પ્રત્યયોનો ઉલ્લેખ છે ત્યાં ત્યાં પ્રાયઃ સર્વત્ર शंतृ अंतृ अंतृश् क्वंसु क्तवंतु એમ ઉપાન્ત્યમાં न् સાથે જ ઉલ્લેખ છે. જો કે કોઈક સ્થળે કોઈ વાચકે અનુસ્વાર ભૂંસવાનો પ્રયત્ન કર્યો છે, છતાં એ અનુસ્વારો પણ લગભગ સ્પષ્ટરૂપે દેખાઈ આવે છે.

બીજી તાડપત્રીય પ્રતિઓમાં લેખનસંવત્નો કોઈ સ્પષ્ટ ઉલ્લેખ નથી. એટલે એ પ્રતિઓ આ.ભ.શ્રી હેમચંદ્રસૂરિજી મહારાજની સમકાલીન છે કે ઉત્તરકાલીન એ અમે સ્પષ્ટ કહી શકતા નથી. છતાં પાટણમાં શ્રી હેમચંદ્રાચાર્ય જૈનજ્ઞાનમંદિરમાં રહેલા શ્રી સંઘવીપાડાના ભંડારની પ્રતિઓમાં પેટી નં. ૭૯(૨)માં એક તાડપત્ર ઉપર લખેલી પ્રતિ છે કે જેની અમે पा३ સંજ્ઞા રાખેલી છે તેમાં ऋदुदितः [१।४।७०] સૂત્ર પાછળથી ઉમેર્યું છે એમ સ્પષ્ટ જણાઈ આવે છે. તેમાં डित्यन्त्यस्वरादेः [૨।૧।११४] સૂત્ર પછી રહસ્યવૃત્તિમાં છે તેમ अघुटच्युपान्त्यनो.... સૂત્ર લગભગ દોઢ લીટીમાં લખેલું વૃત્તિસહિત હતું પણ તે ભૂંસી નાખવામાં આવ્યું છે. મૂળ જગ્યા ખાલી પડેલી છે. તે સ્થાને રહસ્યવૃત્તિની જેમ આછા આછા કોઈક કોઈક અક્ષરો વાંચી પણ શકાય છે. अवर्णादश्नो वांतुरीङ्चोः [૨।૧।११६] તથા न श्यशवः [૨।૧।११६] આ સૂત્રો તથા તેની વૃત્તિ રહસ્યવૃત્તિની જેમ સ્પષ્ટ જ વંચાય છે. છતાં કોઈક લેખકે તેમાં સુધારો-વધારો કરીને વર્તમાનમાં જેવાં આ સૂત્રો અને

તેની વૃત્તિ છે તેવાં બનાવવા પ્રયત્ન કર્યો છે એમ બીલકુલ સ્પષ્ટ રીતે દેખાઇ આવે છે. આ ઉપરાંત બીજી તાડપત્ર ઉપર લખેલી• લઘુવૃત્તિની અનેક પ્રાચીન પ્રતિઓમાં પણ શંતૃ વગેરે અનુસ્વારસહિત (ઉપાન્ત્યમાં न् સહિત) પ્રત્યયોવાળાં સૂત્રો તથા વૃત્તિના પાઠો છે. કોઇક સ્થળે અનુસ્વાર ભૂંસી નાખવામાં આવ્યો છે એમ જોઇ શકાય છે, કોઇક સ્થળે અનુસ્વાર ભૂંસવાનો રહી પણ ગયો છે, તો કોઇ સ્થળે અનુસ્વારરહિત જ પાઠો પણ છે. પરંતુ લઘુવૃત્તિની અર્વાચીન તાડપત્રીય પ્રતિઓમાં કે કાગળ ઉપર લખેલી પ્રતિઓમાં અનુસ્વાર જોવામાં આવતા નથી.

સિદ્ધહેમબૃહદ્વૃત્તિની તાડપત્રીય પ્રતિઓમાં પણ કોઇક કોઇક પ્રતિમાં અનેક સ્થળે અનુસ્વારસહિત પ્રત્યયો છે. કોઇક સ્થળે અનુસ્વાર ભૂંસવાનો પ્રયત્ન પણ કરવામાં આવ્યો છે, પણ એ અનુસ્વાર દેખાઇ આવે છે.

સિદ્ધહેમચંદ્રશબ્દાનુશાસનની મૂળમાત્રની અર્વાચીન જણાતી તાડપત્રીય પ્રતિઓમાં પ્રાયઃ અનુસ્વાર નથી, છતાં કોઇક સ્થળે क्तवंतुમાં અનુસ્વાર સ્પષ્ટ પણે દેખાય છે.

આ બધું જોતાં અને વિચારતાં અમને સ્પષ્ટ રીતે લાગે છે કે પહેલાં ऋदुदितः [૧।૪।૭૦] સૂત્ર આ.ભ.ની હેમચંદ્રસૂરિજી મહારાજે રચ્યું જ નહોતું. शंतृ, अन्तृ, क्वंसु, क्तवंतु, मंतु, ईयंसु આદિ પાઠોવાળી ઉપાન્તમાં न् સહિત જ પ્રક્રિયા હતી. પણ પાછળથી કોઇક કાળે એ પ્રક્રિયામાં ફેરફાર કરવામાં આવ્યો એટલે ऋदुदितः [૧।૪।૭૦] સૂત્ર ઉમેરવું પડ્યું અને डित्यन्त्यस्वरादेः [૨।૧।૧૧૪] સૂત્ર પછી अघुटच्चुपान्त्यनोऽक्रुञ्चच्चुदितः સૂત્ર કાઢી નાખવામાં આવ્યું. એટલે અનેક સ્થળોએ સૂત્રમાં તથા વૃત્તિના શબ્દોમાં ફેરફાર કરવામાં આવ્યો. આ ફેરફાર આ.ભ.શ્રી હેમચંદ્રસૂરિજી મહારાજની હયાતીમાં તેમણે પોતે જ કર્યો છે કે પાછળથી તેમની સૂચના પ્રમાણે કે સૂચના વિના પણ તેમના જ શિષ્યો આદિ કોઇક તરફથી તે કરવામાં આવ્યો છે તે વિષે અમે કંઇ જ ચોકકસ સમજી શકતા નથી - કે કહી શકતા નથી. વિક્રમસંવત્ ૧૨૯૨માં તાડપત્ર ઉપર લખેલી ખંભાતના શાંતિનાથતાડપત્રીયભંડારની ૨૩૯ ક્રમાંકવાળી સિદ્ધહેમચંદ્રશબ્દાનુશાસનના મૂળ સૂત્ર પાઠની ૮૩ પત્રની પ્રતિમાં તથા બીજી પણ અર્વાચીન તાડપત્રીય પ્રતિઓમાં તથા કાગળ ઉપર લખેલી પ્રતિઓમાં ऋदुदितः સૂત્ર છે જ. अघुटच्चुपान्त्यनो.... સૂત્ર નથી. અને પ્રત્યયો પણ શતૃ વગેરે જ છે એ હકીકત છે. એટલે અમે લગભગ આઠસો વર્ષોથી અને વર્તમાનમાં પણ પ્રચલિત સૂત્રપાઠ તથા વૃત્તિપાઠ પ્રમાણે જ પાઠો આપ્યા છે, અને न् વાળા પાઠો પ્રાચીન તાડપત્ર પ્રતિઓમાં મળવા

છતાં એનો પાઠાંતર રૂપે પણ નિર્દેશ કર્યો નથી. પરંતુ અમારા તરફથી અત્યંત થોડા જ સમયમાં સંશોધિત થઈને પ્રકાશિત થતી રહસ્યવૃત્તિમાં તો અમે शन्तृ अन्तृ વાળા જ પાઠોને સૂત્રો તથા વૃત્તિમાં આપીશું એટલું સ્પષ્ટતા માટે વાચકોને-અભ્યાસીઓને જણાવીએ છીએ. કારણ કે આ.ભ.શ્રી હેમચંદ્રસૂરિજી મહારાજની પ્રક્રિયામાં એ મૌલિક પાઠો હતા. અત્યારે આ પ્રક્રિયા જો કે લુપ્ત થઈ ગઈ છે, છતાં મૌલિક પ્રક્રિયા તો એ જ હતી. અષ્ટાધ્યાયી ક્રમથી ભણવા ઈચ્છતા અને આવશ્યક સંસ્કૃત સૂત્રોનું જ જ્ઞાન મેળવવા ઈચ્છતા વિદ્યાર્થીઓ માટે આ.ભ.શ્રી હેમચંદ્રસૂરિજી મહારાજે રચેલી રહસ્યવૃત્તિ બહુ જ ઉપયોગી છે.

ઉપર જણાવેલી તાડપત્રીય પ્રતિઓના આધારે સિદ્ધહેમચંદ્રશબ્દાનુશાસન તથા લઘુવૃત્તિમાં નીચે જણાવેલા પાઠો લગભગ ૩૦ સૂત્રોમાં હતા. (તેના આધારે તે તે સૂત્રની વૃત્તિમાં પણ પાઠભેદો વાચકોએ સ્વયં જ સમજી લેવા.)–

न स्तं मन्त्वर्थे [१।१।२३], डत्यन्तु संख्यावत् [१।१।३९], अभ्वादेरन्त्वसः सौ [१।४।९०], स्रंस्-ध्वंस्-क्वंस्वनडुहो दः [२।१।६८], मावर्णोपान्तपञ्चमवर्गान् मन्तोर्मो वः [२।१।९४], क्वंसुष् मन्तौ च [२।१।१०५], अघुटचुपान्त्यनोऽक्रुञ्चञ्चुदितः [२।१।११५], अवर्णादश्नो वान्तुरीङ्योः [२।१।११६], न श्य-शवः [२।१।११७], तृन्नुदन्ताव्यय-क्वंस्वाना-ऽन्तृश्-शन्तृ-ङि-णकच्-खलर्थस्य [२।२।९०], अनजिरादिबहुस्वर-शरादीनां मन्तौ [३।२।७८], नवाद्यानि शन्तृ-क्वंसू च परस्मैपदम् [३।३।१९], घसेकस्वरातः क्वंसोः [४।४।८२], जॄषोऽन्तृः [५।१।१७३], क्त-क्तवन्तू [५।१।१७४], तत्र क्वंसु-कानौ तद्वत् [५।२।२], शन्त्रानशावेष्यति तु सस्यौ [५।२।२०], वा वेत्तेः क्वंसुः [५।२।२२], धारीङोऽकृच्छ्रेऽन्तृश् [५।२।२५], वाऽन्तोरिकः [६।४।१३२], इदंकिमोऽन्तुरिय् किय् चास्य [७।१।१४८], अन्तोरिथट् [७।१।१६१], तदस्यास्त्यस्मिन्निति मन्तुः [७।२।१], भवन्त्वायुष्मद्दीघार्यर्देवानांप्रियैकार्थात् [७।२।९१], प्रायोऽन्तोर्द्वयसट्-मात्रट् [७।२।१५५], गुणाङ्गाद्वेष्ठेयंसू [७।३।९], कुमारीक्रीडनेयंसोः [७।३।१६], वयसि दन्तस्य दन्तृः [७।३।१५१], ईयंसोः [७।३।१७७], विन्मन्तोर्णीष्ठेयंसौ लुप् [७।४।३२]

આ તો સૂત્રોમાં રહેલા પાઠભેદનો જ અહીં નિર્દેશ કર્યો છે. તે તે સૂત્રોની વૃત્તિમાં તથા કોઈ કોઈ અન્યસૂત્રોની વૃત્તિમાં પણ જ્યાં જ્યાં આ પ્રત્યયોનો તથા શબ્દોનો ઉલ્લેખ છે ત્યાં ત્યાં સર્વત્ર આને અનુસારે જ પાઠભેદ સમજી લેવો, જેમકે न स्तं मन्त्वर्थे [१।१।२३] સૂત્રની વૃત્તિમાં પણ सान्तं च तान्तं च मन्त्वर्थे परे पदं न स्यात् । यशस्वी । तडित्वान् । આમ પાઠભેદ સમજવો. ૧।૪।૭ સૂત્રમાં

सर्वादिगणમાં પણ भवतु ને બદલે भवन्तु પાઠ સમજવો. गोश्चान्ते ... [૨।૪।૯૬] ની વૃત્તિમાં પણ ईयस्वन्त ને બદલે ईयन्स्वन्त શબ્દ સમજવો. ઈત્યાદિ ઈત્યાદિ. આ પાઠભેદો અમારી મતિકલ્પનાથી આપ્યા નથી, પણ પ્રાચીન તાડપત્રીય પ્રતિઓના આધારે આપેલા છે.

## અમારી સંપાદનશૈલી

વૃત્તિઓ વિષે વિચારતાં, આચાર્યશ્રીએ પોતેજ બૃહદ્વૃત્તિનો સંક્ષેપ કરીને લઘુવૃત્તિની રચના કરી છે એમ જણાય છે. પણ સંક્ષેપ એટલે સંક્ષેપ. એમાં જરૂરી વાતોનો જ સમાવેશ હોય. વધારે સ્પષ્ટીકરણ માટે અભ્યાસી અથવા અધ્યાપકે બૃહદ્વૃત્તિનો આશ્રય લેવો જ જોઈએ. એટલે સ્પષ્ટીકરણ માટે કોઈ કોઈ તાડપત્રીય પ્રતિમાં ઉપર-નીચે માર્જિનમાં (ખાલી કોરા ભાગમાં) કોઈ કોઈ સ્થળે અભ્યાસી અથવા અધ્યાપકે કરેલા સુધારા તથા ઉમેરા જોવામાં આવે છે. ઉદાહરણ તરીકે જુઓ છઠ્ઠા અધ્યાયના ત્રીજા પાદના કેટલાક સૂત્રોની વૃત્તિ. આવા પાછળથી સંશોધિત કરેલા ઉમેરેલા પાઠો માટે અમે सं **એવો સંકેત રાખ્યો છે. જેમકે** पासं, Jसं, Pसं વગેરે. આવા કેટલાક ઉમેરા જતે દિવસે લઘુવૃત્તિના મૂળમાં જ સમાવિષ્ટ થઈ ગયા છે. ઉદાહરણ તરીકે ૫।૩।૬૨ સૂત્રમાં वा ज्वलादि-दु० એવો પાઠ છે. એની વ્યાખ્યામાં ज्वलादेर्द्वादि० એવો પાઠ છે. ज्वलादि અને दु આદિ એ તેનો અર્થ છે. પણ આ અર્થ ગૂઢ લાગવાથી કે ન સમજાવાથી કોઈકે ज्वलादेर्धातोर्दुनोत्यादे० એવું સ્પષ્ટીકરણ કર્યું, એ અત્યારે મૂળપાઠ થઈ ગયો છે. કાગળ ઉપર લખાવવાનો યુગ શરૂ થયો ત્યારથી તો આવા અનેક ઉદાહરણ-પ્રત્યુદાહરણ આદિના પાઠો મૂળ લઘુવૃત્તિમાં સમાવિષ્ટ થઈ ગયા છે. બધામાં એકસરખી પાઠોની અધિકતા નથી. થોડા થોડા ફેરફારો જોવા મળે છે. આવા કાગળની પ્રતિઓમાં મળતા વિવિધ પાઠભેદોની અમે નોંધ લીધી નથી. કાગળ ઉપર લખાયેલી J3 પ્રતિના જ પાઠભેદો અમે નોંધ્યા છે. તાડપત્ર ઉપર લખાયેલી પ્રતિઓમાં મળતા પાઠોને જ અમે પ્રાધાન્ય આપ્યું છે. તાડપત્રોમાં પણ જે પાઠો અમને વધારે પ્રતિઓમાં મળ્યા તે પાઠોને સામાન્ય રીતે મૂળમાં સ્વીકાર્યા છે. ક્વચિત્ પ્રાચીનતર એકાદ-બે પ્રતિઓમાં મળતો પાઠ હોય તો પણ વિચારીને યથાસંભવ સ્વીકાર્યો છે. બીજા મહત્ત્વના પાઠભેદો ટિપ્પણમાં નોંધ્યા છે. ૨।૩।૧ થી ૫।૪।૯૦ સુધીની P3 પ્રતિ વિક્રમ સંવત્ ૧૨૨૧માં લખાયેલી છે. ૫।૧।૧ થી ૫।૪।૯૦ સુધીની J1 પ્રતિ વિક્રમ સંવત્ ૧૨૦૬ માં લખાયેલી છે. બીજી તાડપત્ર ઉપર લખાયેલી પ્રતિઓમાં સંવત્ નથી, પણ કેટલોગમાં જણાવ્યા

મુજબ કોઈ વિક્રમના તેરમા શતકના અંતમાં તો કોઈ ચૌદમા શતકમાં લખેલી છે.

આ મિશ્રક પદ્ધતિની વૃત્તિ છે. જેમાં સૂત્ર તથા વૃત્તિ બંને મળીને અર્થ સંપૂર્ણ થતો હોય તેને **મિશ્રકવૃત્તિ** કહેવામાં આવે છે. જેમકે वृद्धिरारैदौत् ૩।૩।૧ સૂત્રમાં आर् શબ્દથી आ आर् બે શબ્દ લેવાના હોવાથી વ્યાખ્યામાં आ आर् ऐ औ એવો ઉલ્લેખ કર્યો, પણ गुणोऽरेदोत् ૩।૩।૨ સૂત્ર માં એવી જરૂર ન હોવાથી एते प्रत्येकं गुणः स्युः એવો જ પાઠ મળે છે એટલે अर् एत् ओत् એવું લઘુવૃત્તિના હસ્તલિખિત પ્રાચીન આદર્શોમાં ફરીથી લખ્યું નથી. છતાં અત્યારે છપાયેલાં વૃત્તિના પુસ્તકોમાં આ પાઠ મળે છે. એટલે પ્રાચીન લખાણમાં જતે કાળે કેટલાક સુધારા તથા ઉમેરા પણ થયેલા છે.

જ્યાં સૂત્રનાં અનેક પદોને અનુલક્ષીને ઉદાહરણો આપવાનાં હોય ત્યાં તે તે પદનો વિભક્તિ વિનાજ ઉલ્લેખ કરીને ઉદાહરણો તાડપત્ર પ્રતિઓમાં આપ્યાં છે, એટલે અમે પણ વિભક્તિ વિના જ તે તે પાઠો અહિં આપ્યા છે. ઉદાહરણ તરીકે – ऊर्याद्यनुकरण-च्वि-डाचश्च गतिः ।३।१।२। આ સૂત્રમાં ઉદાહરણ આપતાં ऊर्यादि अनुकरण च्व्यन्त डाजन्त એવો ઉલ્લેખ મળે છે. આ જ પદ્ધતિ પ્રમાણે પ્રાયઃ સર્વત્ર પાઠો તાડપત્રીય પ્રતિમાં મળ્યા છે. એટલે અમે એ રીતે જ પાઠો આપ્યા છે.

આ પ્રમાણે મૂળ સૂત્રોમાં પણ ૧।૪।૫૬ માં મૂળમાત્રની તાડપત્રીય પ્રતિમાં औरी, ૪।૧।૫૦ માં नी, ૪।૧।૫૫ માં री, ૪।૧।૯૭ માં श्यः शी, ૪।૩।૯૭માં ई व्यञ्जनेऽयपि વગેરે વિભક્તિ વિના જ પાઠો મળે છે એટલે અમે એમજ આપ્યા છે.

## સંશોધનમાં આધારભૂત પ્રતિઓનો સંક્ષિપ્ત પરિચય.

આ સંશોધનમાં આધાર તરીકે ઉપયોગમાં લીધેલી J3સિવાયની બધીજ પ્રતિઓ તાડપત્ર ઉપર લખેલી છે. માત્ર J3 પ્રતિ જ કાગળ ઉપર લખેલી છે. નીચે જણાવેલી પ્રતિઓ માં पा२ તથા J3 સિવાય કોઈ પણ પ્રતિ સળંગ આખા ગ્રંથની નથી. જુદા જુદા અધ્યાયો ઉપરની જ મળે છે. એટલે पा३ P3.J1.J2. સંકેતો બે વાર હોવા છતાં પણ જુદા જુદા અધ્યાયોમાં જુદી જુદી પ્રતિઓના સમજવાના છે.

### લઘુવૃત્તિની પ્રતિઓ

खं१ = ખંભાતના શ્રી શાંતિનાથ તાડપત્રીય ભંડારની પ્રતિ નં. ૨૫૦. આ પ્રતિ

૧।૧।૧। થી ૩।૨।૧૫૬ સુધીંજ છે. પત્રસંખ્યા ૧-૨૧૨.

खं२ = ખંભાતના ઉપર જણાવેલા ભંડારની પ્રતિ નં. ૨૫૧. આ પ્રતિ ૧।૧।૧ થી ૩।૨।૧૫૬ સુધી જ છે. પત્રસંખ્યા ૧-૧૪૨.

खं३ = ખંભાતના ઉપર જણાવેલા ભંડારની પ્રતિ નં. ૨૫૨. આ પ્રતિ ૧।૧।૧ થી ૨।૩।૭૯ સુધી જ છે. પત્રસંખ્યા ૧-૮૯.

पा१ = પાટણના શ્રી હેમચંદ્રાચાર્ય જૈન જ્ઞાનમંદિરમાં રહેલા સંઘ ભંડારની પ્રતિ. ડાભડો નં. ૧૦૫, પોથી નં. ૧૨૭. આ પ્રતિ ૧।૧।૧ થી ૫।૪।૯૦ સુધી છે. પત્રસંખ્યા ૧-૧૦૪.

पा२ = પાટણના શ્રી હેમચંદ્રાચાર્ય જૈન જ્ઞાનમંદિરમાં રહેલા સંઘ ભંડારની પ્રતિ. ડાભડો નં. ૧૪૩, પોથી નં. ૧૮૦. આ પ્રતિ ૧।૧।૧ થી ૭।૪।૧૧૦ સુધી છે. પત્રસંખ્યા ૧-૨૯૫.

पा३ = પાટણના શ્રી હેમચંદ્રાચાર્ય જૈન જ્ઞાનમંદિરમાં રહેલા સંઘવી પાડાના ભંડારની પ્રતિ. ડાભડો નં. ૭૯(૨). આ પ્રતિ ૧।૧।૧ થી ૩।૨।૧૫૬ સુધી છે. પત્રસંખ્યા ૧-૧૩૭.

पा३. = પાટણની સંઘવી પાડાના ભંડારની પ્રતિ. પેટી નં. ૭૦(૪). આ પ્રતિ ૩।૩।૧ થી ૫।૪।૯૦ સુધી છે. પત્રસંખ્યા ૨-૧૪૫.

पा४ = પાટણની સંઘવી પાડાના ભંડારની પ્રતિ. પેટી નં. ૮૨(૨). આ પ્રતિ પણ ૩।૩।૧ થી ૫।૪।૯૦ સુધી છે. પત્રસંખ્યા ૧-૧૪૦.

पा५ = પાટણની સંઘવી પાડાના ભંડારની પ્રતિ. પેટી નં. ૨૦૬(૧). આ પ્રતિ પણ ૩।૩।૧ થી ૫।૪।૯૦ સુધી છે. પત્રસંખ્યા ૧-૨૦૪.

P1 = પાટણના ખેતરવસી પાડાના ભંડારની પ્રતિ. પેટી નં. ૫૪(૨). આ પ્રતિ ૩।૩।૧ થી ૫।૪।૮૯ સુધી છે. પત્રસંખ્યા ૧-૨૩૧.

P2 = પાટણના સંઘવી પાડાના ભંડારની પ્રતિ. પેટી નં. ૧૮૦(૧). આ પ્રતિ પણ ૩।૩।૧ થી ૫।૪।૮૯ સુધી છે. પત્રસંખ્યા ૧-૨૩૦.

P3 = પાટણના સંઘવી પાડાના ભંડારની પ્રતિ. પેટી નં. ૧૩૭(૨). આ પ્રતિ ૩।૩।૧ થી ૫।૪।૯૦ સુધી છે. પત્રસંખ્યા ૨-૨૦૧. આ પ્રતિ વિક્રમ સંવત્ ૧૨૨૧ માં લખેલી છે.

P3 = પાટણના સંઘવી પાડાના ભંડારની પ્રતિ. પેટી નં. ૧૫૬(૨). આ પ્રતિ ૬।૧।૧ થી ૭।૪।૧૨૨ સુધી છે. પત્રસંખ્યા ૧-૧૧૯.

J1 = જેસલમેર જિનભદ્રસૂરિ સંસ્થાપિત તાડપત્રીય જૈન ગ્રંથ ભંડારની પ્રતિ ક્રમાંક ૨૯૭. આ પ્રતિ ૫।૧।૧ થી ૫।૪।૯૦ સુધી છે. પત્રસંખ્યા ૧-૯૧ આ

પ્રતિ વિક્રમ સંવત્ ૧૨૦૬ માં લખેલી છે.

J2 = જેસલમેરની પ્રતિ ક્રમાંક ૨૯૮. આ પ્રતિ ૩।૩।૧ થી પા૪।૯૦ સુધી છે. પત્રસંખ્યા ૧-૧૨૩.

J1 = જેસલમેરની પ્રતિ ક્રમાંક ૨૯૯. આ પ્રતિ ૬।૧।૧ થી ૭।૪।૧૦૭ સુધી છે. વચમાં ૭।૧।૭૭ થી ૭।૨।૧૬૭ સુધીના સૂત્રો વાળા પત્રો નથી. પત્રસંખ્યા ૧-૧૭૧.

J2 = જેસલમેરની પ્રતિ ક્રમાંક ૩૦૦. આ પ્રતિ ૬।૧।૧ થી ૭।૪।૧૨૨ સુધી છે. પત્રસંખ્યા ૧-૧૯૮.

J3 = જેસલમેરની આ પ્રતિ કાગળ ઉપર લખેલી છે. પોથી નં. ૭ ક્રમાંક ૭૬. આ પ્રતિ ૧।૧।૧ થી ૭।૧।૭૭ સુધી છે. અપૂર્ણ છે. પત્રસંખ્યા ૫૧-૧૨૨.

લઘુવૃત્તિની પ્રતિઓમાં મૂળ સૂત્રો વૃત્તિમાં છે જ. છતાં સૂત્રપાઠના વિશેષ નિર્ણય માટે મૂળ સૂત્રપાઠની જ નીચે જણાવેલી તાડપત્રીય પ્રતિઓ પણ અમે ઉપયોગમાં લીધેલી છે.

खं१ = ખંભાતના શ્રી શાંતિનાથ તાડપત્રીય ભંડારની પ્રતિ નં. ૨૩૮. પત્રસંખ્યા ૧-૮૫.

खं२ = ખંભાતના શ્રી શાંતિનાથ તાડપત્રીય ભંડારની પ્રતિ નં. ૨૩૯. પત્રસંખ્યા ૧-૮૩.

पा = પાટણની સંઘભંડારની પ્રતિ. ડાભડો નં. ૧૧૦, પોથી નં. ૧૩૨. પત્રસંખ્યા ૧-૯૧.

प्रा० = પ્રાચ્યવિદ્યાભવન (અમદાવાદ) ની પ્રતિ. પત્રસંખ્યા ૧-૪૦.

સૂત્રપાઠની સાથે આ જ પ્રતિઓમાં વ્યાકરણસંબંધી ન્યાયો, નામલિંગાનુશાસન, ધાતુપાઠ તથા ઉણાદિસૂત્રો પણ આપેલાં છે. અમે બીજા પરિશિષ્ટમાં જે ધાતુપાઠ આપ્યો છે તે આ ધાતુપાઠને આધારે આપેલો છે. હસ્તલિખિત આદર્શોમાં ધાતુઓને કોઈ અંક (નંબર) આપેલા જ નથી. અહીં અમે અંકો આપ્યા છે. જુદી જુદી સંસ્થાઓ તરફથી મુદ્રિત-પ્રકાશિત ધાતુપાઠમાં ભ્વાદિગણના ૧૦૫૮ ધાતુઓ ગણાવેલા છે. તેમાં तोड़ तोडने આ ૨૪૬મો ધાતુ છે. પરંતુ અમારી તાડપત્રીય એકે ય પ્રતિમાં तोड़ तोडने ધાતુ નથી. પરંતુ હેમધાતુપારાયણમાં વૃત્તિમાં संयुक्तडान्तोऽमित्येके तुड्डति એમ લખ્યું છે. એટલે એને ગણતરીમાં લઈને ૧૦૫૮ ધાતુઓ અમે ગણ્યા છે.

કેટલીક જગ્યાએ સૂત્ર તથા વૃત્તિના પાઠનો નિર્ણય કરવા માટે બૃહદ્વૃત્તિની તાડપત્ર ઉપર લખેલી કેટલીક પ્રતિઓનો પણ અમે આધાર લીધેલો છે. તેનો

પરિચય નીચે પ્રમાણે છે–

J = જેસલમેરની પ્રતિ

K = ખંભાતની પ્રતિ K1 = ખંભાતની પ્રતિ નં. ૨૪૩, K2 = ખંભાતની પ્રતિ નં. ૨૪૪.

P = પાટણના સંઘવી પાડાના ભંડારની પ્રતિ.

બૃહદ્વૃત્તિની તાડપત્ર ઉપર લખેલી પ્રતિઓ પણ સળંગ ગ્રંથની નથી, પણ જુદા-જુદા અધ્યાયોની મળે છે.

બૃહદ્વૃત્તિની જ્યાં જ્યાં જરૂર પડી ત્યાં ત્યાં અમે જે તાડપત્રની પ્રતિઓનો ઉપયોગ કર્યો છે તે પ્રતિઓ નીચે પ્રમાણે છે.

**ખંભાતના શ્રીશાંતિનાથ ભંડારની પ્રતિઓ.** પ્રતિ નં. ૨૪૧. ૧।૧।૧ થી ૨।૨।૮૯ પત્રસંખ્યા ૧-૩૫૪ / પ્રતિ નં. ૨૪૩. ૨।૩।૧ થી ૩।૨।૧૫૬ સુધી. પત્રસંખ્યા ૧-૨૫૪ / પ્રતિ નં. ૨૪૪. ૧।૧।૧ થી ૩।૨।૧૫૬ પત્રસંખ્યા ૧-૩૦૦ / પ્રતિ નં. ૨૪૫. ૩।૩।૧ થી ૪।૪।૮૧ સુધી. પત્રસંખ્યા ૧-૨૦૮ / પ્રતિ નં. ૨૪૭. ૫।૧।૧ થી ૫।૪।૯૦ સુધી. પત્રસંખ્યા ૧-૧૯૮ / પ્રતિ નં. ૨૪૮. ૬।૧।૧ થી ૭।૪।૧૨૨ સુધી. પત્રસંખ્યા ૧-૩૩૦ / પ્રતિ નં. ૨૪૯. ૬।૧।૧ થી ૬।૪।૧૮૫ સુધી. પત્રસંખ્યા ૧-૧૯૭.

**જેસલમેરની પ્રતિઓ.** પ્રતિ નં. ૨૯૩ ૭।૧।૧ થી ૭।૪।૧૨૨ સુધી. પત્રસંખ્યા ૧-૧૯૩. પ્રતિ નં ૨૯૪ ૩।૩।૧ થી ૫।૧।૬૨ સુધી. પત્રસંખ્યા ૧-૧૬૯. પ્રતિ નં ૨૯૫ ૬।૧।૧ થી ૭।૪।૧૧૧ સુધી. પત્રસંખ્યા ૧-૨૬૫. પ્રતિ નં. ૨૯૬(૧) ૨।૩।૧ થી ૨।૩।૧૦૫ સુધી. પત્રસંખ્યા ૧-૮૬. પ્રતિ નં. ૨૯૬(૨) ૩।૨।૧ થી ૩।૨।૧૫૬ સુધી. પત્રસંખ્યા ૨૦૪-૨૪૮.

**પાટણ સંઘવી પાડાના ભંડારની પ્રતિ.** પેટી નં. ૧૦૪(૧). ૫।૧।૧ થી ૫।૪।૯૦ સુધી. પત્રસંખ્યા ૧-૧૪૯.

## એક સ્પષ્ટીકરણ

જે તાડપત્રીય પ્રતિઓના આધારે લઘુવૃત્તિનું સંશોધન-સંપાદન કરવામાં આવ્યું છે લગભગ તે બધામાં કોઈક વાચકોએ લખેલાં ટિપ્પણો અનેક અનેક સ્થળે છે. આ ટિપ્પણો અનેક રીતે ઉપયોગી છે. કોઈક પાઠશુદ્ધિ માટે-પાઠનિર્ણય માટે ઉપયોગી છે તો કોઈક તે તે પ્રયોગોની સાધનિકા માટે પણ ઉપયોગી છે. જેમકે ओत औ [૧।૪।૭૪] સૂત્રમાં ओत इति किम् ? चित्रगू આ ઉદાહરણ હસ્તલિખિતમાં છે. મુદ્રિત પુસ્તકોમાં चित्रगुः પાઠ છે. આ સ્થળે પાઠનિર્ણય કરવાની અમને મુંઝવણ હતી, પરંતુ પા૩ તાડપત્રીય પ્રતિમાં ટિપ્પણમાં સ્પષ્ટ વિગ્રહ લખ્યો

છે કે चित्रा गौर्ययोस्तौ चित्रगू । *गोश्चान्ते ह्रस्वोऽनंशिसमासेयोबहुव्रीहौ* [२।४।९६], *परतः स्त्री पुंवत् स्त्र्येकार्थेऽनूङ्* [३।२।४९], *इदूतोऽस्त्रेरीदूत्* [१।४।२१]चित्रगू । આ જોતાં નક્કી થઈ ગયું કે અહીં ગ્રંથકારને चित्रगू પાઠ જ અભિપ્રેત છે. અને તે સાચો છે. આ રીતે उणादयः [५।२।९३] સૂત્રની વૃત્તિમાં હસ્તલિખિતમાં ઈડઃ ઉદાહરણ છે. પરંતુ મુદ્રિત આવૃત્તિઓમાં સર્વત્ર પ્રાયઃ ઈડુઃ પાઠ છે. સાચો પાઠ કયો એની અમને મુંઝવણ હતી, પરંતુ પાટણના સંઘવીપાડાના ભંડારની આ.ભ.શ્રી હેમચંદ્રસૂરિસમકાલીન P3પ્રતિમાં ईट्टे, *म्लेच्छीडेर्हस्वश्च वा* [उणादि ३] આ ટિપ્પણ જોયું એટલે નિર્ણય થઈ ગયો કે ઈડઃ પાઠ જ સાચો છે. આવાં આવાં અનેક અનેક ટિપ્પણો તાડપત્રીય પ્રતિઓમાં છે. જો એ બધાને છાપવામાં આવે તો આ ગ્રંથનું દળ અતિ અતિ અતિ વધી જાય એટલે અમે તે ટિપ્પણો અહીં મુદ્રિત કર્યાં નથી. જો આ ટિપ્પણો છપાય તો અનેક અવચૂરિઓનું કામ આપે તેવાં છે. ભણનાર તથા ભણાવનાર બંનેને અત્યંત ઉપયોગી થાય તેવાં આ ટિપ્પણો છે.

આ ગ્રંથમાં કેટલાંક ઉપયોગી પરિશિષ્ટો પણ આપેલાં છે. તેમાં ચોથા પરિશિષ્ટમાં સૌત્રાદિ ધાતુઓનો સંગ્રહ, વિક્રમસંવત્ ૧૫૧૫માં અમદાવાદમાં હેમહંસગણીએ ન્યાયસંગ્રહ ઉપર રચેલી ન્યાયાર્થમંજૂષા નામની બૃહદ્વૃત્તિમાંથી અમે આપેલો છે. આ ન્યાયાર્થમંજૂષા યશોવિજયજૈનગ્રંથમાલા (કાશી) તરફથી વિક્રમસંવત્ ૧૯૬૭માં પ્રકાશિત થયેલી છે.

શ્રુતજ્ઞાનઅમીધારા (બેડા-રાજસ્થાન)થી વિક્રમસંવત્ ૨૦૧૦માં પ્રકાશિત થયેલા, મહોપાધ્યાયશ્રીવિનયવિજયજી મહારાજે રચેલા હૈમપ્રકાશના ઉત્તરાર્ધમાં આપેલાં પરિશિષ્ટમાંથી अनुबन्धफल તથા अन्तर्गणफलના પ્રાચીન સંસ્કૃત શ્લોકો અમે આપેલા છે.

કોમ્પ્યુટરથી છપાતા ગ્રંથોમાં, એની મર્યાદા આવે એટલે કોમ્પ્યુટર તે તે પંક્તિ પુરી કરી દે, તે પછી અલ્પવિરામ કે કોઈ પ્રશ્ન ચિહ્ન બાકી રહ્યું હોય તો તે બીજી પંક્તિમાં લખે. એટલે , । ? ! આવાં બધાં ચિહ્નો તે તે પાઠ પછી તરત તે જ પંક્તિના બદલે બીજી પંક્તિના પ્રારંભમાં ઘણીવાર કોમ્પ્યુટર મૂકી દે છે. આ વાત વાચકોએ સમજી જ લેવી.

ગ્રંથમાં જે પાઠ કંઈક સુધારવા જેવો લાગ્યો છે ત્યાં તે સુધારેલો પાઠ (   ) આવા કોષ્ઠકમાં આપેલો છે. અમને કોઈક સ્થળે સરળતા માટે કે સ્પષ્ટતા માટે કોઈક પાઠ ઉમેરવા જેવો લાગ્યો છે તે [   ] આવા કોષ્ઠકમાં આપ્યો છે.

મૂળ તાડપત્રીય કોઈ પણ પ્રતિઓમાં ન હોવા છતાં, પાછળથી

અભ્યાસીઓએ સ્પષ્ટતા માટે કેટલાક પાઠો તાડપત્રીય પ્રતિમાં માર્જિન આદિમાં ઉમેરેલા છે. આવા કેટલાક પાઠો પણ અમે [ ] આવા કોષ્ઠકમાં છાપેલા છે અને તે પાઠો કઈ તાડપત્રીય પ્રતિમાં ઉમેરેલા છે. તે પણ અમે ટિપ્પણમાં જણાવ્યું છે.

અમે ખૂબ જ ખૂબ કાળજી રાખીને પ્રુફવાંચન કર્યું છે. છતાં પણ તે તે પાઠને સુધારવા જતાં કોમ્પ્યુટરનાં ટાઈપોમાં આગળ-પાછળ હાથ અડી જાય આદિ કારણે કોમ્પ્યુટરમાં નવા અશુદ્ધ પાઠો આવી જાય છે, એટલે તેથી તથા દૃષ્ટિચૂક કે પ્રમાદથી પણ કોઈ પણ પાઠ અશુદ્ધ રહી ગયો હોય તો વાચકો એનું પ્રમાર્જન કરીને શુદ્ધ પાઠ અમને જરૂર જણાવે. અમે આભાર માનીશું અને સુધારવા પ્રયત્ન કરીશું.

**ધન્યવાદ**

તાડપત્ર તથા કાગળ ઉપર લખેલી **જેસલમેર**, **ખંભાત** તથા **પાટણ**ની પ્રતિઓ જે જે ભંડારની છે તેના કાર્યવાહકોએ આ પ્રતિઓની માઈક્રોફિલ્મ, અથવા ઝેરોક્ષ કોપી અમને લેવા દીધી છે તે માટે તેમનો ઘણો જ આભાર માનવામાં આવે છે. તેમના સૌજન્યથી જ આ કાર્ય શક્ય બન્યું છે. **જેસલમેર**ની તાડપત્રીય પ્રતિઓની માઈક્રોફિલ્મ લેવામાં, સેવામંદિર, રાવટી, **જોધપુર**ના સંચાલક મહાત્યાગી **જૌહરીમલજી** પારેખે તથા **ખંભાત**ની તાડપત્રીય પ્રતિઓની માઈક્રોફિલ્મ લેવામાં **આદરિયાણા**ના **જિતેન્દ્રભાઈ** માણીલાલ સંઘવીએ ઘણો ઘણો પરિશ્રમ લીધો છે. પં. દક્ષવિજયજી મ. સંપાદિત લઘુવૃત્તિનો તથા તેનાં કેટલાંક પરિશિષ્ટોનો પણ આમાં અમે યથાયોગ ઉપયોગ કરેલો છે. મુનિરાજશ્રી **મુનિચંદ્રવિજયજી** સંપાદિત 'હૈમધાતુપરાયણ તથા તેનાં કેટલાંક પરિશિષ્ટોનો પણ આમાં યથાયોગ ઉપયોગ કરેલો છે.

મારા વિનીત શિષ્ય મુનિશ્રી **ધર્મચંદ્રવિજયજી** તથા તેમના શિષ્ય મુનિશ્રી પુંડરીકરત્નવિજયજીએ આ કાર્યમાં વિવિધ રીતે ઘણી સહાય કરી છે.

મારાં સંસારી માતાશ્રી સાધ્વીજીશ્રી **મનોહરશ્રીજી** મહારાજના શિષ્યા સાધ્વીજીશ્રી **સૂર્યપ્રભાશ્રીજી**નાં શિષ્યા સાધ્વીજીશ્રી **જિનેન્દ્રપ્રભાશ્રીજી**એ આટલી બધી પ્રતિઓના પાઠભેદો જોવાનું અને નોંધવાનું તેમ જ અનેક અનેક પ્રુફો વાંચવાનું અત્યંત જટિલ કાર્ય ઘણા અલ્પ સમયમાં ઘણો ઘણો પરિશ્રમ લઈને પૂર્ણ સિદ્ધ કર્યું છે. તેમના પરિવારે પણ આમાં ઘણો સહકાર આપ્યો છે.

મારાં અનંત ઉપકારી વયોવૃદ્ધ સંસારી માતુશ્રી પૂજ્ય સાધ્વીજીશ્રી **મનોહરશ્રીજી** મહારાજ કે જેઓ સ્વ. પૂ. સાધ્વીજીશ્રી **લાભશ્રીજી** મહારાજ

(સરકારી ઉપાશ્રયવાળા)નાં શિષ્યા તથા બહેન છે તેમના સતત આશીર્વાદ એ મારૂં અંતરંગ બળ છે.

મારા વયોવૃદ્ધ અત્યંત વિનીત પ્રથમ શિષ્ય દેવતુલ્ય સ્વ. મુનિરાજશ્રી **દેવભદ્રવિજયજી** કે જેમનો **લોલાડા (શંખેશ્વરજી** તીર્થ પાસે) ગામમાં વિક્રમ સંવત્ ૨૦૪૦માં કાર્તિક સુદિ બીજે, રવિવારે (તા. ૬-૧૧-૮૩) સાંજે છ વાગે સ્વર્ગવાસ થયો હતો તેમનું પણ આ પ્રસંગે ખૂબજ સદ્‌ભાવથી સ્મરણ કરૂં છું.

પં.**શીલ**ચંદ્રવિજયજી મહારાજે સૂચવેલા સુધારા પણ અમને ઘણા ઉપયોગી થયા છે.

**પાટણ**માં **ભોગીલાલ લહેરચંદ સંસ્કૃતિ** સંસ્થાન તરફથી ચાલતી પાઠશાળાના અધ્યાપક પં.**ચંદ્ર**કાન્તભાઈ **સરૂ**પચંદ સંઘવીએ તેમના અધ્યાપનના દીર્ઘકાલીન અનુભવને આધારે પં. દક્ષવિજયજી મ. સંપાદિત લઘુવૃત્તિમાં જે સુધારા કરેલા તે તેમણે અમારા ઉપર મોકલી આપ્યા હતા. આ મૂલ્યવાન્ સુધારાઓ અમને ઘણા ઉપયોગી થયા છે.

**પાટ**ણના શ્રીહેમચંદ્રાચાર્ય જૈન જ્ઞાનમંદિરના વ્યવસ્થાપક **વ્ર**જલાલ **ત્રિ**કમલાલ શાહ (વી.ટી.શાહ)ના સુપુત્ર **મયૂ**રભાઈએ આ ગ્રંથને કોમ્પ્યુટરથી વ્યવસ્થિત તૈયાર કરવા માટે ઘણો પરિશ્રમ લીધો છે. અલ્પસમયમાં પાટણ-ઝીંઝુવાડા-અમદાવાદ વચ્ચે એમણે ઘણી દોડા-દોડી કરી છે.

**ઝીં**ઝુવાડાના વતની તથા ગોકુલ આઈસ્ક્રીમવાળા તરીકે સમગ્ર ભારતમાં સુપ્રસિદ્ધ સ્વ. **બા**બુલાલ **કુ**બેરદાસ ગાંધીના સુપુત્રો શ્રી**નવીન**ભાઈ, **ધર્મેન્દ્ર**ભાઈ **તથા ભૂ**પેન્દ્રભાઈએ આના પ્રકાશનનો સંપૂર્ણ ખર્ચ આપ્યો છે.

આ ગ્રંથના મુદ્રણ આદિમાં **નવનીત પબ્લિકેશન્સ** વાળા **શ્રી નવીન**ભાઈ **એન**.શાહ તથા **સંજ**યભાઈ નટવરલાલ વોરા (મહુડીવાળા) એ તથા **માં**ડલના વતની શ્રી **અશો**કભાઈ ભાઈચંદભાઈ સંઘવીએ ઘણો જ ઘણો સહકાર આપ્યો છે તે માટે તેઓને ખૂબ ખૂબ ધન્યવાદ ઘટે છે.

આ પુણ્યકાર્યમાં દેવ-ગુરૂ કૃપાએ આમ વિવિધ રીતે સહાયક સર્વને મારા હજારો હાર્દિક ધન્યવાદ અને અભિનંદન છે.

મારાં સંસારી માતુશ્રીની જન્મશતાબ્દીના પ્રારંભ ઉપર પ્રગટ થતી આ **માતા સાધ્વીજી શ્રી મનોહરશ્રીજી જન્મશતાબ્દી જૈનગ્રંથમાલા**ના સંચાલનની બધી જ જવાબદારી **પાટ**ણના શ્રી હેમચંદ્રાચાર્ય જૈન જ્ઞાનમંદિરના કાર્યવાહકોએ સહર્ષ સ્વીકારી છે તે માટે તેમને પણ ધન્યવાદ ઘટે છે.

પરમકૃપાળુ દેવાધિદેવશ્રી **શંખેશ્વરપાર્શ્વનાથ** ભગવાન તથા પરમોપકારી

પિતાશ્રી સદ્ગુરૂદેવ પૂજ્યપાદ પ્રાતઃસ્મરણીય મુનિરાજશ્રી **ભુવનવિજયજી** મહારાજના ચરણકમળમાં અનંતશઃ પ્રણિપાત કરીને, જે પરમાત્માની પરમકૃપાથી અને જેમની છત્રછાયામાં રહીને આ ભગીરથ કાર્ય અલ્પ સમયમાં પૂર્ણ થઇ શક્યું છે તે **ઝીંઝુવાડામંડન** **શ્રીશાંતિનાથ ભગવાન**ના કરકમળની આ ગ્રંથ રૂપી પુષ્પ દ્વારા પૂજા કરીને આજે અત્યંત આનંદ અને ધન્યતા અનુભવું છું.

વિક્રમ સંવત્ ૨૦૫૦,
માગશરસુદિ ૮,
તા. ૨૧-૧૨-૯૩
**ઝીંઝુવાડા**
(વાયા-વિરમગામ)
Pin-382 755.

પૂજ્યપાદ આચાર્યદેવશ્રીમદ્વિજય**સિદ્ધિ**સૂરીશ્વરપટ્ટાલંકાર–
પૂજ્યપાદ આચાર્યદેવશ્રીમદ્વિજય**મેઘ**સૂરીશ્વર શિષ્યરત્ન–
પૂજ્યપાદ ગુરૂદેવ મુનિરાજશ્રી **ભુવનવિજયા**ન્તેવાસી
મુનિ **જંબૂવિજય.**

श्रीसिद्धाचलमण्डन-**ऋषभदेव**स्वामिने नमः ।

श्रीशान्तिनाथाय नमः ।

श्रीशङ्खेश्वरपार्श्वनाथाय नमः ।

श्रीमहावीरस्वामिने नमः ।

श्रीगौतमस्वामिने नमः ।

पूज्यपादाचार्यमहाराजश्रीमद्विजय**सिद्धि**सूरीश्वरजीपादपद्मेभ्यो नमः ।

पूज्यपादाचार्यमहाराजश्रीमद्विजय**मेघ**सूरीश्वरजीपादपद्मेभ्यो नमः ।

पूज्यपादसद्गुरुदेवमुनिराजश्री**भुवनविजयजी**पादपद्मेभ्यो नमः ।

# आमुखम् ।

अनन्तोपकारिणः परमकृपालोः **परमात्मनः** पूज्यपादानां परमोपकारिणां सद्गुरुदेवानां पितृचरणानां मुनिराजश्री १००८ **भुवनविजयजी**तातपादानां च कृपया साहाय्येन च तालपत्रोपरिलिखितविविधादर्शानुसारेण संशोध्य सम्पाद्य च स्वोपज्ञ**लघुवृत्ति**विभूषितं **श्रीसिद्धहेमचन्द्रशब्दानुशासनं** विदुषामध्येतॄणां तद्भक्तानां च पुरत उपन्यस्यन्तो वयमद्यामन्दमानन्दमनुभवामः ।

## विरचयितारः

परमार्हत**कुमारपाल**भूपालप्रतिबोधकाः कलिकालसर्वज्ञा विश्वविख्याता आचार्यभगवन्तः **श्रीहेमचन्द्रसूरीश्वरा** अस्य विरचयितारः । गुर्जरदेशाधिपतेः **सिद्धराज-जयसिंहदेवस्य** प्रार्थनया ११९४ तमविक्रमसंवत्सरस्य प्रान्ते ११९५ तमविक्रमसंवत्सरस्य प्रारम्भे वा सर्वाङ्गसम्पूर्णमिदं शब्दानुशासनं विरचितमिति ऐतिह्यविद आमनन्ति ।

## आचार्यभगवतां श्रीहेमचन्द्रसूरीश्वराणां संक्षिप्तं जीवनवृत्तम् ।

११४५ तमे वैक्रमे वर्षे कार्तिक्यां पूर्णिमायां **धंधुका**नगरे जन्म । पितुर्नाम **चाचिग** इति, मातुर्नाम **पाहिनी** इति, **चांगदेव** इति पुत्रस्य नाम । परमविदुषामाचार्यभगवतां **देवचन्द्र**सूरीश्वराणां समीपे केषांचिद् मतेन वैक्रमे ११५० तमे वर्षे, अपरेषां मतेन ११५४ तमे वर्षे माघशुक्लचतुर्दश्यां शनिवासरे **स्तम्भ**तीर्थे (**खंभात**नगरे) प्रव्रज्या । ११६६ तमे वर्षे **नागपुरे** सूरिपदे प्रतिष्ठा, **पाहिन्याश्च** प्रव्रज्या । प्रव्रज्यासमये

**सोमचन्द्र** इति नाम गुरुभिः प्रदत्तम्, सूरिपदप्रदानसमये तु **हेमचन्द्र** इति नाम गुरुभिः प्रदत्तम् । १२२९ तमे वर्षे **पत्तने** स्वर्गवासः । विस्तरेण तु जीवनवृत्तं ग्रन्थान्तरेभ्योऽवसेयम् ।

संस्कृत-प्राकृतशब्दानामनुशासनमष्टाध्यायीरूपेण विरचितेऽस्मिन् व्याकरणे अति अति अति सुष्ठुरूपेण विद्यते । अत्र अष्टावध्यायाः, प्रत्यध्यायं चत्वारः पादाः, प्रतिपादं च कतिपयानि सूत्राणि । तत्र कस्मिन्नध्याये कस्मिंश्च पादे कियन्ति सूत्राणीत्येतद् निम्नलिखितकोष्ठकाज्ज्ञातव्यम् —

| | पादः १ | पादः २ | पादः ३ | पादः ४ | संपूर्णसंख्या |
|---|---|---|---|---|---|
| प्रथमोऽध्यायः | ४२ | ४१ | ६५ | ९३ | २४१ |
| द्वितीयोऽध्यायः | ११८ | १२४ | १०५ | ११३ | ४६० |
| तृतीयोऽध्यायः | १६३ | १५६ | १०८ | ९४ | ५२१ |
| चतुर्थोऽध्यायः | १२१ | १२३ | ११५ | १२२ | ४८१ |
| पञ्चमोऽध्यायः | १७४ | ९३ | १४१ | ९० | ४९८ |
| षष्ठोऽध्यायः | १४३ | १४५ | २१९ | १८५ | ६९२ |
| सप्तमोऽध्यायः | १९७ | १७२ | १८२ | १२२ | ६७३ |
| अष्टमोऽध्यायः | २७१ | २९८ | १८२ | ४४८ | १११९ |

अत्र सप्तस्वध्यायेषु संस्कृतव्याकरणं वर्तते, अष्टमे तु **प्राकृत-शौरसेनी-मागधी-पैशाची-चूलिकापैशाची-अपभ्रंशभाषाणां** व्याकरणं वर्तते । सामान्यतः प्राकृतव्याकरणत्वेनाष्टमाध्यायस्य प्रसिद्धिः । सर्वसंख्यया ४६८५ सूत्राणि । तत्र ३५६६ संस्कृतव्याकरणसूत्राणि, १११९ प्राकृतव्याकरणसूत्राणि ।

## अत्रायं प्रकरणविभागः

| | | |
|---|---|---|
| १. संज्ञाप्रकरणम् | अध्याय १ | पाद १ |
| २. स्वरसन्धिप्रकरणम् | अध्याय १ | पाद २ |
| ३. व्यंजनसन्धिप्रकरणम् | अध्याय १ | पाद ३ |
| ४. नामप्रकरणम् | अध्याय १ | पाद ४ |
| | अध्याय २ | पाद १ |
| ५. कारकप्रकरणम् | अध्याय २ | पाद २ |
| ६. षत्वणत्वप्रकरणम् | अध्याय २ | पाद ३ |
| ७. स्त्रीप्रत्ययप्रकरणम् | अध्याय २ | पाद ४ |
| ८. समासप्रकरणम् | अध्याय ३ | पाद १-२ |
| ९. आख्यातप्रकरणम् | अध्याय ३ | पाद ३-४ |
| | अध्याय ४ | पाद १-४ |
| १०. कृदन्तप्रकरणम् | अध्याय ५ | पाद १-४ |
| ११. तद्धितप्रकरणम् | अध्याय ६ | पाद १-४ |
| | अध्याय ७ | पाद १-४ |
| १२. प्राकृतव्याकरणम् | अध्याय ८ | पाद १-४ |

सकलेऽपि व्याकरणे आचार्यपादैः स्वयमेव विस्तृता वृत्तिर्विरचिता, सेयं वृत्तिः स्वविरचितवृत्त्यन्तरापेक्षया महत्त्वाद् बृहद्वृत्तिरिति प्रसिद्धा। सप्तसु अध्यायेषु स्वोपज्ञवृत्तित्वेन प्रसिद्धा अपरास्तिस्रो लघ्व्यो वृत्तय उपलभ्यन्ते। एका लघुवृत्तित्वेन अत्यन्तं प्रसिद्धा या अस्मिन् ग्रन्थे प्रकाश्यते। अपरा मध्यमवृत्तित्वेन सम्प्रति कतिपयैर्व्यवह्रियते, इयं च लघुवृत्तित्वेन प्रसिद्धाया वृत्तेः किञ्चिद् बृहत्तरा। अन्या तु रहस्यवृत्तित्वेन प्रसिद्धा, इयं तु अतिसंक्षिप्ता।

सम्प्रति अस्मिन् ग्रन्थे प्रकाश्यमाना इयं लघुवृत्तिः अनेकैर्मुद्रयित्वा पूर्वं प्रकाशिता। सम्प्रति तेषां संस्करणानां दुर्लभत्वात् तालपत्रोपरि लिखितान् सम्प्रति उपलभ्यमानान् प्रायः सर्वानप्यादर्शानेकत्रीकृत्य तानवलम्ब्य संशोधनादिकं विधाय पाठान्तरादिनिर्देशपूर्वकं स्वोपज्ञलघुवृत्तिविभूषितं **श्रीसिद्धहेमचन्द्रशब्दानुशासनं**

विविधैः परिशिष्टैरलंकृत्य प्रकाश्यते ।

**आदर्शरूपेणावलम्बितानां प्रतीनां परिचयः**

[J3 विहाय सर्वा अपि प्रतयः ताळपत्रोपरि लिखिता इत्यवधेयम्]

**खं१** = **खंभातनगरे** श्रीशान्तिनाथतालपत्रीयग्रन्थभाण्डागारे विद्यमाना प्रतिः, ग्रन्थाङ्कः २५०, १।१।१। तः ३।२।१५६ पर्यन्तम्, पत्रसंख्या १-२१२।

**खं२** = खंभातनगरस्थैव प्रतिः, ग्रन्थाङ्कः २५१, १।१।१। तः ३।२।१५६ पर्यन्तम्, पत्रसंख्या १-१४२ ।

**खं३** = खंभातनगरस्थैव प्रतिः, ग्रन्थाङ्कः २५२, १।१।१। तः २।३।७९ पर्यन्तम्, पत्रसंख्या १-८९ ।

**पा१** = **पाटण**मध्ये श्रीहेमचन्द्राचार्यजैनज्ञानमन्दिरे विद्यमाना संघभंडारसत्का प्रतिः, डाभडो नं. १०५, पोथी नं. १२७, १।१।१। तः ५।४।९० पर्यन्तम्, पत्रसंख्या १-१०४ ।

**पा२** = **पाटण**मध्ये श्रीहेमचन्द्राचार्यजैनज्ञानमन्दिरे विद्यमाना संघभंडारसत्का प्रतिः, डाभडो नं. १४३, पोथी नं. १८०, १।१।१। तः ७।४।११० पर्यन्तम्, पत्रसंख्या १-२९५ ।

**पा३** = **पाटण**मध्ये श्रीहेमचन्द्राचार्यजैनज्ञानमन्दिरे विद्यमाना संघवीपाडाभंडार-सत्का प्रतिः, पेटी नं. ७९(२), १।१।१। तः ३।२।१५६ पर्यन्तम्, पत्रसंख्या १-१३७ ।

**पा३** = **पाटण**मध्ये श्रीहेमचन्द्राचार्यजैनज्ञानमन्दिरे विद्यमाना संघवीपाडाभंडार-सत्का प्रतिः, पेटी नं. ७०(४), ३।३।१ तः ५।४।९० पर्यन्तम्, पत्रसंख्या २-१४५ ।

**पा४** = **पाटण**मध्ये श्रीहेमचन्द्राचार्यजैनज्ञानमन्दिरे विद्यमाना संघवीपाडाभंडार-सत्का प्रतिः, पेटी नं. ८२(२), ३।३।१ तः ५।४।९० पर्यन्तम्, पत्रसंख्या १-१४० ।

**पा५** = **पाटण**मध्ये श्रीहेमचन्द्राचार्यजैनज्ञानमन्दिरे विद्यमाना संघवीपाडाभंडार-सत्का प्रतिः, पेटी नं. २०६(१), ३।३।१। तः ५।४।९० पर्यन्तम्, पत्रसंख्या १-२०४ ।

अङ् પ્રત્યય વિકલ્પે થાય છે. જેમકે च्युतृ आसेचने [हैमधातु० २८०] આ ધાતુ ऋदित् હોવાથી अच्युतत् અને अच्योतीत् આવાં બે રૂપો અદ્યતનીમાં થાય છે. ।।૨।।
(૯) ऌ અનુબંધવાળા ધાતુઓને કર્તરિ અદ્યતનીમાં ऌदिद्-द्युतादि० ३।४।६४। એ સૂત્રથી अङ् પ્રત્યય લાગે છે. તેથી गमॢं गतौ [हैमधातु० ३९६] આ ધાતુ ऌदित् હોવાથી તેનું अगमत् એવું કર્તરિ અદ્યતનીમાં રૂપ થાય છે.
(૧૦) ए અનુબંધ અદ્યતનીમાં सिच् પ્રત્યય સામે આવે ત્યારે વૃદ્ધિનો નિષેધ કરે છે. व्यञ्जनादेर्वोपान्त्यस्यातः ।४।३।४७। આ સૂત્રથી વ્યંજનાદિ ધાતુના ઉપાન્ત્ય अ ની અદ્યતનીમાં સેટ્ सिच् પ્રત્યય સામે આવે ત્યારે પરસ્મૈપદમાં વિકલ્પે વૃદ્ધિ થાય છે. પરંતુ कटे वर्षावरणयोः [हैमधातु० १७४] આ ધાતુ एदित् હોવાથી न श्वि-जागृ० ।४।३।४९। આ સૂત્રથી एदित् માં વૃદ્ધિનો નિષેધ હોવાથી अकटीत् એવું અદ્યતનીમાં રૂપ થાય છે.
(૧૧) ऐ અનુબંધ क्त અને क्तवतु ની આદિમાં इट् નો નિષેધ કરે છે. તેથી कटै गतौ [हैमधातु० २००] ધાતુ ऐदित् હોવાથી डीयश्व्यैदितः क्तयोः ।४।४।६१। આ સૂત્રથી ऐदित् ધાતુ પછી क्त અને क्तवतु ની આદિમાં इट् લાગતો ન હોવાથી कट्टः અને कट्टवान् રૂપ સિદ્ધ થાય છે.
(૧૨) ओ અનુબંધવાળા ધાતુના क्त અને क्तवतु ના त નો न થાય છે. તેથી ओवैं शोषणे [हैमधातु० ४८] આ ધાતુ ओदित् હોવાથી તેનું सूयत्याद्योदितः ।४।२।७०। આ સૂત્રથી वानः અને वानवान् એવું રૂપ સિદ્ધ થાય છે. ।।૩।।
(૧૩) औ અનુબંધવાળા ધાતુઓને इट् વિકલ્પે લાગે છે. તેથી औस्वृ शब्दोपतापयोः [हैमधातु० २१] આ ધાતુ औदित् હોવાથી धूगौदितः ।४।४।३८। આ સૂત્રથી વિકલ્પે इट् લાગવાથી स्वर्त्ता स्वरिता, सुस्वूर्षति सिस्वरिषति ઇત્યાદિ પ્રયોગો સિદ્ધ થાય છે.
(૧૪) ० અનુસ્વાર અનુબંધવાળા ધાતુઓ અનિટ્ ગણાય છે. તેથી स्ताद्यशितोऽत्रोणादेरिट् ।४।४।३२। આ સૂત્રથી ધાતુની પછી त्र અને ઉણાદિ સિવાયનો स् કારાદિ કે त् કારાદિ अशित् પ્રત્યય આવે તો તેની પૂર્વે इट् લાગે છે. પરંતુ एकस्वरादनुस्वारेतः ४।४।५६। આ સૂત્રથી એકસ્વરવાળા अनुस्वारेत् ધાતુની પછી इट् લાગતો નથી. તેથી पां पाने [हैमधातु० २] આ ધાતુ અનુસ્વાર અનુબંધવાળો હોવાથી पाता, पास्यति ઇત્યાદિ રૂપો સિદ્ધ થાય છે.

ॡ (દીર્ઘ) અને : વિસર્ગ અનુબંધ થતા નથી. ।।૪।।
(૧૫) અંતમાં क् અનુબંધવાળા ધાતુ अदादि ગણમાં ગણાય છે. અને જો પ્રત્યયમાં क् અનુબંધ હોય તો તેવો પ્રત્યય સામે આવે ત્યારે ધાતુના સ્વરનો ગુણ થતો નથી. જેમકે हनंक् हिंसागत्योः [हैमधातु० ११००] આ ધાતુ अदादि ગણનો હોવાથી

અને कर्तर्यनद्भ्यः शव् ।૩।૪।૭૧। આ સૂત્રથી અદાદિમાં शव् નો નિષેધ હોવાથી हन्ति એવું રૂપ સિદ્ધ થાય છે. क्यात् પ્રત્યય कित् હોવાથી અને कित् પ્રત્યય સામે આવે ત્યારે नामिनो गुणोऽक्ङिति ।૪।૩।૧। આ સૂત્રથી નામિના ગુણનો નિષેધ હોવાથી भूयात् ઇત્યાદિ રૂપો સિદ્ધ થાય છે.

(૧૬) ख् અનુબંધ म् આગમ કરવા માટે છે. તેથી खित्यनव्ययारुषो मोऽन्तो ह्रस्वश्च ।૩।૨।૧૧૧। આ સૂત્રથી અવ્યય સિવાયના સ્વરાન્ત શબ્દોની પછી તથા अरुस् પછી खित् પ્રત્યયાંત ઉત્તરપદ આવે ત્યારે म् આગમ ઉમેરાય છે. તેથી मनिंच् ज्ञाने [हैमधातु० १२६३] આ ધાતુ પછી कर्तुः खश् ૫।૧।૧૧૭ આ સૂત્રથી खश् પ્રત્યય લાગ્યા પછી પૂર્વના પદને અંતે म् આગમ થાય છે, તેથી पटुमात्मानं मन्यते એ અર્થમાં पटुंमन्यः એવો પ્રયોગ સિદ્ધ થાય છે.

(૧૭) અંતમાં ग् અનુબંધવાળા ધાતુ ઉભયપદી છે. ईगितः ૩।૩।૯૫। સૂત્રથી ईदित् તથા गित् ધાતુને કર્તા જ્યાં ફળવાળો હોય ત્યાં આત્મનેપદ તથા અન્યત્ર પરસ્મૈપદ એમ ઉભય પદના પ્રત્યયો લાગે છે. તેથી श्रिग् सेवायाम् [हैमधातु० ८८३] વગેરે गित् ધાતુનાં श्रयते, श्रयति ઇત્યાદિ રૂપો સિદ્ધ થાય છે. ।।૫।।

(૧૮) घ् અનુબંધવાળા પ્રત્યયો સામે આવે ત્યારે क्तेऽनिटश्च-जोः कगौ घिति ।૪।૧।૧૧૧। આ સૂત્રથી क्त પ્રત્યય સામે આવે ત્યારે જે ધાતુઓ અનિટ્ રહેતા હોય તેમના च् અને ज् નો અનુક્રમે क् તથા ग् થાય છે. તેથી डुपचींष् पाके [हैमधातु० ८९२] આ पच् ધાતુનું भावा-ऽकर्त्रोः ૫।૩।૧૮ આ સૂત્રથી ભાવ અર્થમાં घञ् એવો घित् પ્રત્યય સામે આવે ત્યારે पाकः એવું રૂપ સિદ્ધ થાય છે. તેમ જ यजीं देवपूजा-संगतिकरण-दानेषु [हैमधातु० ९९१] આ यज् ધાતુનું यागः રૂપ સિદ્ધ થાય છે.

(૧૯) ङ् અનુબંધવાળા જો ધાતુઓ હોય તો તેમને (इङितः कर्तरि ।૩।૩।૨૨। આ સૂત્રથી इदित् તથા ङित् ધાતુઓ કર્તરિમાં આત્મનેપદી હોવાથી) આત્મનેપદના પ્રત્યયો લાગે છે. તેથી गाङ् गतौ [हैमधातु० ५८६] વગેરે ધાતુઓનાં गाते ઇત્યાદિ રૂપો સિદ્ધ થાય છે.

ङ् અનુબંધ જો પ્રત્યયમાં હોય તો ङित् પ્રત્યય સામે આવે ત્યારે नामिनो गुणोऽक्ङिति ।૪।૩।૧। આ સૂત્ર અનુસારે ધાતુના સ્વરનો ગુણ થતો નથી. તેથી ઉદાહરણ તરીકે द्युत् [हैमधातु० ९३७] ધાતુને અદ્યતની પરસ્મૈપદમાં लृदिद्-द्युतादि-पुष्यादेः परस्मै ।૩।૪।૬૪। આ સૂત્રથી अङ् પ્રત્યય લાગે ત્યારે તેનું अद्युतत् રૂપ સિદ્ધ થાય છે.

(૨૦) અંતમાં च् અનુબંધવાળા ધાતુ દિવાદિ ગણમાં ગણાય છે. તેથી તેમને दिवादेः श्यः ।૩।૪।૭૨। આ સૂત્રથી शित् પ્રત્યયો સામે આવે ત્યારે श्य થાય છે.

तेथी कुथच् पूतिभावे [हैमधातु० ११५३] ઇત્યાદિ चित् ધાતુઓનાં कुथ्यति આદિ રૂપો થાય છે.
(२१) ञ् અનુબંધ પ્રત્યયમાં હોય તો ञित् પ્રત્યય સામે આવે ત્યારે ધાતુના સ્વરની ञ्णिति ।४।३।५०। સૂત્રથી (ञित्‌तथा णित् પ્રત્યય સામે આવે ત્યારે) વૃદ્ધિ થાય છે. ઉદાહરણ તરીકે भू सत्तायाम् [हैमधातु० १] આ ધાતુને भाव-कर्मणोः ३।४।६८ આ સૂત્રથી અદ્યતનીમાં ञिच् લાગે ત્યારે अनु-अ-भू-ञिच् = अन्वभावि એમ રૂપ સિદ્ધ થાય છે. તેમ જ ञि અનુબંધવાળો જો ધાતુ હોય તો તેવા ञीत् ધાતુઓને વર્તમાન અર્થમાં ज्ञानेच्छा-ऽर्चार्थ-ञीच्छील्यादिभ्यः क्तः ।५।२।९२। આ સૂત્રથી क्त પ્રત્યય લાગે છે, તેથી ञिमिदाङ् स्नेहने [हैमधातु० ९४४] આ ધાતુનું मेदते અર્થમાં मिन्नः રૂપ સિદ્ધ થાય છે.
(२२) અંતમાં ट् અનુબંધવાળા ધાતુ स्वादि ગણમાં ગણાય છે. જેમકે षुंगट् अभिषवे [हैमधातु० १२८६] આ ધાતુ टित् હોવાથી स्वादि હોવાને લીધે स्वादेः श्नुः ।३।४।७५। આ સૂત્રથી सुनोति ઇત્યાદિ રૂપો સિદ્ધ થાય છે. અને જો टु અનુબંધ હોય તો ट्वितोऽथुः ।५।३।८३। આ સૂત્રથી ट्वित् ધાતુને ભાવ આદિ અર્થમાં अथु પ્રત્યય લાગતો હોવાથી टुवेपृङ् चलने [हैमधातु० ८५४] આ ધાતુનું वेपथुः રૂપ સિદ્ધ થાય છે. ।।६।।
(२३) डु અનુબંધવાળા ધાતુને ड्वितस्त्रिमक् तत्कृतम् ५।३।८४। આ સૂત્રથી તત્કૃત અર્થમાં त्रिमक् પ્રત્યય લાગે છે. ઉદાહરણ તરીકે डुपचींष् पाके [हैमधातु० ७९२] માં पच् ધાતુड्वित् હોવાથી पाकेन कृतम् એ અર્થમાં पक्त्रिमम् શબ્દ સિદ્ધ થાય છે.
(२४) અંતમાં ण् અનુબંધવાળા ધાતુઓ चुरादि ગણના ગણાય છે. તેમ જ પ્રત્યયમાં જો ण् અનુબંધ હોય તો તે ञ्णिति ।४।३।५०। તથા नामिनोऽकलि-हलेः ।४।३।५१। આ સૂત્રથી યથાયોગ્ય પૂર્વના સ્વરની વૃદ્ધિ કરનારો થાય છે. જેમકે चुरण् स्तेये [हैमधातु० १५६८] ધાતુ णित् હોવાથી चुरादि ગણનો છે અને તેથી चुरादिभ्यो णिच् ३।४।१७। આ સૂત્રથી णिच् પ્રત્યય લાગવાથી चोरयति રૂપ સિદ્ધ થાય છે. તથા दुं गतौ [हैमधातु० १२] આ दु ધાતુને પરોક્ષાનો णव् પ્રત્યય લાગે ત્યારે णव् પ્રત્યય णित् હોવાથી પૂર્વના સ્વરની વૃદ્ધિ થવાથી दुदाव રૂપ સિદ્ધ થાય છે.
(२५) અંતમાં त् અનુબંધવાળા ધાતુ तुदादि ગણના ગણાય છે તેથી तुदींत् व्यथने [हैमधातु० १३१५] આ ધાતુ तित् હોવાને લીધે तुदादि હોવાથી तुदादेः शः ।३।४।८१। આ સૂત્રથી श પ્રત્યય લાગે છે અને તે अवित् शित् હોવાથી शिदवित् ।४।३।२०। સૂત્રથી ङित् જેવો બને છે. તેથી नामिनो गुणोऽक्ङिति ।४।३।१। તથા लघोरुपान्त्यस्य ।४।३।४। આ સૂત્રને અનુસારે ગુણ થતો ન હોવાથી तुदति રૂપ સિદ્ધ થાય છે.

(૨૬) न् અનુબંધ लुक्युत्तरपदस्य कपून् ।७।३।३८। આ સૂત્રથી થતા कपून् પ્રત્યયમાં આવે છે, તેથી इच्चापुंसोऽनित्क्याप्परे ।२।४।१०७। આ સૂત્રના વિષયમાં ઉપયોગી છે. ॥७॥

(૨૭) प् અનુબંધવાળા ધાતુ रुधादि ગણમાં ગણાય છે. તેથી रुधां स्वराच्श्नो नलुक् च ।३।४।८२। આ સૂત્રથી रुधादि ગણના ધાતુઓમાં સ્વર પછી न આગમ થાય છે. તેથી रुधृंपी आवरणे [हैमधातु० १४७३] આ रुध् ધાતુ पित् હોવાને લીધે रुधादि ગણનો હોવાથી તેનું रुणद्धि રૂપ સિદ્ધ થાય છે.

હસ્તલિખિત આદર્શોમાં त અને न લગભગ સરખા લખાતા હોવાથી અહીં જો रुधादौ तागमे पो हि પાઠ હોય તો તેનો અર્થ એવો થાય છે કે प् અનુબંધ ધાતુમાં હોય તો रुधादि ગણનો સૂચક છે, અને પ્રત્યયમાં प् અનુબંધ હોય તો कृत् पित् પ્રત્યય સામે આવે ત્યારે ह्रस्वस्य तः पित्कृति ।४।४।११३। આ સૂત્રથી હ્રસ્વ સ્વરપછી त् આગમ આવે છે. અને તેથી दृ-वृग्-स्तु-जुषेति-शासः ।५।१।४०। ઈત્યાદિ સૂત્રોથી पित् એવા क्यप् આદિ પ્રત્યયો સામે આવે ત્યારે आदृत्यः, स्तुत्यः, कृत्यः ઈત્યાદિ પ્રયોગો સિદ્ધ થાય છે.

(૨૮) म् અનુબંધ दामः सम्प्रदानेऽधर्म्ये आत्मने च ।२।२।५२। આ સૂત્રમાં ઉપયોગી છે. दा ધાતુ અનેક પ્રકારના છે. પરંતુ दाम् કહેવાથી दांम् दाने [हैमधातु० ७] જ અહીં વિવક્ષિત છે.

(૨૯) य् અનુબંધવાળા ધાતુ तनादि ગણના ગણાય છે. તેથી ઉદાહરણ તરીકે तनूयी विस्तारे [हैमधातु० १४९९] આ तन् ધાતુ यित् હોવાને લીધે तनादि ગણનો હોવાથી कृग्-तनादेरुः [३।४।८३] આ સૂત્રથી તેનું तनोति એવું રૂપ થાય છે.

(૩૦) र् અનુબંધ પુંવદ્ભાવ રૂપ અર્થનો સૂચક હોવાથી પુંવદ્ભાવ માટે ઉપયોગી છે. જેમકે पट्वी प्रकारोऽस्याः આ અર્થમાં प्रकारे जातीयर् [७।२।७५] સૂત્રથી जातीयर् પ્રત્યય લાગે છે અને તે रित् હોવાથી रिति [३।२।५८] આ સૂત્રથી પુંવદ્ભાવ થવાથી पटुजातीया આવું રૂપ સિદ્ધ થાય છે.

(૩૧) ल् અનુબંધ સ્ત્રીલિંગને સૂચવે છે. નામલિંગાનુશાસનના ૨૩મા શ્લોક અનુસારે लित् પ્રત્યય જેને અંતે છે એવા શબ્દો સ્ત્રીલિંગી બને છે. ઉદાહરણ તરીકે ग्राम-जन-बन्धु-गज-सहायात् तल् ६।२।२८। આ સૂત્રથી સમૂહ અર્થમાં लित् એવો तल् પ્રત્યય લાગતાં जनता આદિ રૂપો બને છે.

(૩૨) व् અનુબંધ उत और्विति व्यञ्जनेऽद्वेः [४।३।५९] આ સૂત્રમાં ઉપયોગી છે. द्वियुक्त સિવાયના उकारान्त ધાતુઓના उ નો વ્યંજનાદિ वित् પ્રત્યય સામે આવે ત્યારે औ થાય છે. જેમકે युक् मिश्रणे [हैमधातु० १०८०] આ यु ધાતુનું तिव् પ્રત્યય

સામે આવે ત્યારે तिव् પ્રત્યય वित् હોવાથી यौति એવું રૂપ થાય છે.
(૩૩) श् અનુબંધવાળા ધાતુ क्र्यादि ગણના ગણાય છે. જેમકે डुक्रींगृश् द्रव्यविनिमये [हैमधातु० १५०८] આમાં क्री ધાતુ शित् હોવાને લીધે क्र्यादि ગણનો હોવાથી क्र्यादेः ।३।४।७९। આ સૂત્રથી श्ना પ્રત્યય લાગે છે તેથી તેનું क्रीणाति રૂપ સિદ્ધ થાય છે.

તથા પ્રત્યયોમાં જ્યારે श्‌અનુબંધ હોય ત્યારે તેનાં અનેક પ્રયોજનો હોય છે. ઉદાહરણ તરીકે क्यः शिति ।३।४।७०। આ સૂત્રથી ભાવે અને કર્મણિમાં शित् પ્રત્યયો લાગે ત્યારે ધાતુને क्य લગાડવામાં આવે છે. તેથી भूयते ઈત્યાદિ રૂપો સિદ્ધ થાય છે.
(૩૪) ष् અનુબંધ 'षितोऽङ् ।५।३।१०७। આ સૂત્રથી षित् ધાતુને ભાવ આદિ અર્થમાં अङ् પ્રત્યય લાગે છે' એમ સૂચવે છે. તેથી डुपचींष् पाके [हैमधातु० ८९२] માં पच् ધાતુ षित् હોવાથી તેને ભાવ આદિ અર્થમાં अङ् પ્રત્યય લાગતાં पचा રૂપ સિદ્ધ થાય છે.
(૩૫) स् અનુબંધ પ્રત્યયમાં આવે છે અને તે पदत्व માટે ઉપયોગી છે. જેમકે भवत् શબ્દ થી भवतोरिकणीयसौ ।६।३।३०। આ સૂત્રથી ईयस् પ્રત્યય લાગે છે. તેથી नाम सिदयूव्यञ्जने [१।१।२१] આ સૂત્રથી सित् એવો ईयस् પ્રત્યય પર હોય ત્યારે भवत् શબ્દ પદ બનતો હોવાથી धुटस्तृतीयः ।२।१।७६। આ સૂત્રથી પદાન્ત त् નો द् થવાથી भवदीय રૂપ સિદ્ધ થાય છે.

આ અનુબંધકારિકામાં જે અનુબંધો કહ્યા નથી તે અનુબંધો અહીં નથી. અર્થાત્ અનુબંધો આટલા જ છે. આ રીતે ધાતુ અને પ્રત્યયોના અનુબંધો મેં કહ્યા છે. ॥૧૦॥

અહીં એક વાત ધ્યાનમાં રાખવાની છે કે અહીં જે અનુબંધોનું ફળ કહ્યું છે તે ઉપરાંત પણ કોઈક કોઈક અનુબંધોનાં બીજાં ફળો છે. જેમકે ધાતુને અંતે ट् અનુબંધ હોય તો તે स्वादि ગણનો ધાતુ ગણાય છે એમ ट् અનુબંધનું ફળ કહ્યું છે, તે ઉપરાંત ट्धें पाने [हैमधातु० २८] માં धे ધાતુ टित् હોવાથી अणञेयेकण्-नञ्-स्नञ्-टिताम् ।२।४।२०। આ સૂત્રથી ङी લાગવાથી शुनी-स्तन-मुञ्ज-कूला-ऽऽस्य-पुष्पाट्ट्धेः ।५।१।११९। આ સૂત્રથી शुनिन्धयी રૂપ સિદ્ધ થાય છે. ड् અનુબંધનું કારિકામાં જે ફળ બતાવ્યું છે તે ઉપરાંત ड् જ્યાં इत् હોય ત્યાં डित्यन्त्यस्वरादेः ।२।१।११४। આ સૂત્રથી डित् સામે આવે ત્યારે અંત્યસ્વરાદિ શબ્દનો લોપ થાય છે. તેથી मुनि શબ્દની સામે સપ્તમી વિભક્તિનો ङिर्डौ ।१।४।२५। આ સૂત્રથી डौ પ્રત્યય આવે ત્યારે डौ પ્રત્યય डित् હોવાથી मुनि શબ્દના इ નો લોપ થઈને

मुनौ ૩૫ સિદ્ધ થાય છે. ઇત્યાદિ સમજી લેવું.

-:धातुगणज्ञापकानुबन्धश्लोकद्वयम् -

अदादयः कानुबन्धश्चानुबन्धा दिवादयः ।
स्वादयष्टानुबन्धास्तानुबन्धास्तुदादयः ॥१॥
रुधादयः पानुबन्धा यानुबन्धास्तनादयः ।
क्र्यादयः शानुबन्धा णानुबन्धाश्चुरादयः ॥२॥

અર્થ :- અંતમાં क् અનુબંધવાળા ધાતુઓ अदादि કહેવાય છે. અંતમાં च् અનુબંધવાળા दिवादि, અંતમાં ट् અનુબંધવાળા स्वादि, અંતમાં त् અનુબંધવાળા तुदादि, प् અનુબંધવાળા रुधादि, य् અનુબંધવાળા तनादि, અંતમાં श् અનુબંધવાળા क्र्यादि તથા અંતમાં ण् અનુબંધવાળા चुरादि ગણના ધાતુઓ ગણાય છે.

## षष्ठं परिशिष्टम् ।

### अन्तर्गणफलम् ।

'ધાતુપારાયણ' આદિ ગ્રંથોમાં ધાતુઓના મુખ્ય નવ વિભાગો પાડ્યા છે. તે એક એક વિભાગ એક એક 'ગણ' કહેવાય છે, તેથી ધાતુસમૂહને નવ ગણના ધાતુઓ તરીકે ઓળખાવાય છે. તે નવ ગણ ક્રમશ: નીચે મુજબ છે -

१ भ्वादिगण, २ अदादिगण, ३ दिवादिगण, ४ स्वादिगण, ५ रुधादिगण, ७ तनादिगण, ८ क्र्यादिगण, તથા ९ चुरादिगण

હૈમધાતુપાઠમાં ૧૦૫૯ થી ૧૧૪૩ સુધીના ધાતુઓને બીજા अदादि ગણમાં ગણેલા છે. પાણિનીયવ્યાકરણકારે ૧૦૫૯ થી ૧૧૨૯ સુધીના ધાતુઓને બીજા अदादि ગણના માનેલા છે તેમજ ૧૧૩૦ થી ૧૧૪૩ સુધીના ધાતુઓને ત્રીજા जुहोत्यादि ગણના ગણેલા છે. તેથી પાણિનીય ધાતુપાઠ પ્રમાણે ધાતુસમૂહના નીચે મુજબ ૧૦ ગણ પડે છે.

१ भ्वादिगण, २ अदादिगण, ३ जुहोत्यादिगण, ४ दिवादिगण, ५ स्वादिगण, ६ तुदादिगण, ७ रुधादिगण, ८ तनादिगण, ९ क्र्यादिगण, १० चुरादिगण

અહિં હૈમધાતુપાઠ પ્રમાણે નવ ગણને આશ્રયીને વિચાર કરીએ —

ગણ તરીકે ધાતુના વિભાગ પાડવાનું ફળ, જુદી જુદી જાતના વિકરણ પ્રત્યયોથી જણાય છે. જુઓ —

૧ પહેલા ભ્વાદિગણનું ફળ 'शव'

૨ બીજા અદાદિગણનું ફળ '०'

૩ ત્રીજા દિવાદિગણનું ફળ 'श्य'

૪ ચોથા સ્વાદિગણનું ફળ 'श्नु'

૫ પાંચમા તુદાદિગણનું ફળ 'श'

૬ છઠ્ઠા રૂધાદિગણનું ફળ 'श्न'

૭ સાતમા તનાદિગણનું ફળ 'उ'

૮ આઠમા ક્ર્યાદિગણનું ફળ 'श्ना'

૯ નવમાં ચુરાદિગણનું ફળ 'णिच्' વિકરણ પ્રત્યય છે.

ઉપર જણાવેલા ગણમાં પણ જે અન્તર્ગણ-પેટાગણો બતાવ્યા છે, તેનું શું ફળ છે તેને જણાવનારી કારિકાઓ નીચે પ્રમાણે છે.

द्युतादेरद्यतन्यां चाऽऽत्मनेपदमिष्यते ।
वृदादिपञ्चकेभ्यो वा, स्य-सनोरात्मनेपदम् ॥१॥

ज्वलादेर्णो विकल्पेन, यजादेः संप्रसारणम् ।
घटादीनां भवेद् ह्रस्वो, णौ परेऽजीघटत् सदा ॥२॥
अद्यतन्यां पुषादित्वादङ् परस्मैपदे भवेत् ।
स्वादित्वाच्च क्तयोस्तस्य नकारः प्रकटो भवेत् ॥३॥
प्वादीनां गदितो ह्रस्वो ल्वादेः क्तयोश्च नो भवेत् ।
युजादयो विकल्पेन, ज्ञेयाश्चुरादिके गणे ॥४॥
मुचादेर्नागमः शे च, कुटादित्वात् सिचि परे ।
गुण-वृद्ध्योरभावश्च, कथितो हेमसूरिणा ॥५॥
अदन्तानां गुणो वृद्धिर्यङ् चुरादेश्च नो भवेत् ।
संक्षेपेण फलं चैतदीषितं वानरेण हि ॥६॥

ભાવાર્થ – [1] પ્રથમ भ्वादि ગણમાં પાંચ અંતર્ગણો - પેટા ગણો છે. १ द्युतादि, २ वृतादि, ३ ज्वलादि, ४ यजादि તથા ५ घटादि. આનું ફળ ક્રમશ: નીચે મુજબ છે.

(૧)૯૩૭ થી ૯૫૯ સુધીના ૨૩ ધાતુઓ द्युतादि છે. द्युद्भ्योऽद्यतन्याम् ३।३।४४। આ સૂત્રથી द्युतादि ધાતુઓને કર્તરિમાં અદ્યતનીમાં આત્મનેપદ વિકલ્પે થાય છે. એટલે જ્યારે પરસ્મૈપદ થાય ત્યારે लृदिद्-द्युतादि-पुष्यादेः परस्मै ३।४।६४। આ સૂત્રથી કર્તરિ અદ્યતનીમાં પરસ્મૈપદમાં अङ् પ્રત્યય લાગે છે. એટલે ઉદાહરણ તરીકે द्युति दीप्तौ [९३७] આ ધાતુના કર્તરિ અદ્યતનીમાં अद्युतत् તથા अद्योतिष्ट એવાં બે રૂપ થાય છે.

(૨)वृतादि (૯૫૫ થી ૯૫૯) પાંચ ધાતુઓ द्युतादिનો પણ અંતર્ગણ છે. તેથી वृतूङ् वर्तने [९५५] આદિ પાંચ ધાતુઓને वृद्भ्यः स्य-सनोः ।३।३।४५। આ સૂત્રથી स्य અને सन् પ્રત્યય આવે ત્યારે કર્તરિમાં આત્મનેપદ વિકલ્પે લાગે છે. તેથી वर्त्स्यति, वर्तिष्यते, विवृत्सति, विवर्तिषते ઇત્યાદિ રૂપો થાય છે.

(૩)૯૬૦ થી ૯૯૦ સુધીના ૩૧ ધાતુઓ ज्वलादि છે. તેથી ज्वल दीप्तौ [९६०] આદિ ધાતુઓને वा ज्वलादि-दु-नी-भू-ग्रहा-ऽऽस्रोर्णः ।५।१।६२। આ સૂત્રથી ઉપસર્ગ ન હોય ત્યારે ण પ્રત્યય વિકલ્પે થાય છે. તેથી ज्वलः ज्वालः ઇત્યાદિ રૂપો થાય છે.

(૪)૯૯૧ થી ૯૯૯ સુધીના નવ ધાતુઓ यजादि છે. તેથી यजादिवश्वचः सस्वरान्तस्था य्वृत् ।४।१।७२। यजादि वचेः किति ।४।१।७९। આ સૂત્રથી સંપ્રસારણ य्वृत् [इ उ ऋ] થવાને લીધે यजीं देवपूजा-संगतिकरण-दानेषु [९९१] આદિ ધાતુઓનાં इयाज, ईजुः ઇત્યાદિ રૂપો સિદ્ધ થાય છે.

(૫)૧૦૦૦ થી ૧૦૦૫૮ સુધીના ૫૯ ધાતુઓ घटादि છે. તેથી તે ધાતુઓના घटादेर्हस्वो दीर्घस्तु वा ञिणम्परे ।४।२।२४। આ સૂત્રથી घटयति, अघाटि, अघटि, घाटंघाटम्, घटंघटम् ઈત્યાદિ રૂપો સિદ્ધ થાય છે. તેમજ लघोर्दीर्घोऽस्वरादेः ।४।१।६४। આ સૂત્રથી अजीघटत् આદિ રૂપો બને છે.

[2]दिवादि ગણમાં બે અંતર્ગણ છે. ૧૧૭૫ થી ૧૨૪૧ સુધી ૬૭ ધાતુઓ पुषादि છે. તથા ૧૨૪૨ થી ૧૨૫૦ સુધી ૯ ધાતુઓ स्वादि છે. पुषादि પણાને લીધે लृदिद्-द्युतादि-पुष्यादेः परस्मै ।३।४।६४। આ સૂત્રથી કર્તરિ અદ્યતનીમાં પરસ્મૈપદમાં अङ् પ્રત્યય લાગે છે. स्वादि પણાને લીધે षूङौच् प्राणिप्रसवे [१२४२] આદિ ધાતુઓને सूयत्याद्योदितः ।४।२।७०। આ સૂત્રથી क्त અને क्तवतु ના त નો न થાય છે. તેથી सूनः અને सूनवान् આદિ રૂપો સિદ્ધ થાય છે.

[3]क्र्यादि ગણમાં ૧૫૧૮ થી ૧૫૩૯ સુધીના ૨૨ ધાતુઓ प्वादि છે. તેમાં પણ ૧૫૧૯ થી ૧૫૩૯ સુધીના ૨૧ ધાતુઓ ल्वादि છે. प्वादेर्ह्रस्वः ।४।२।१०५। આ સૂત્રથી पूग्श् पवने [१५१८] આદિ ધાતુઓનાં पुनाति ઈત્યાદિ રૂપો થાય છે. ऋल्वादेरेषां तो नोऽप्रः ।४।२।६८। આ સૂત્રથી लूग्श् छेदने [१५१९] ઈત્યાદિ ધાતુ પછી क्ति, क्त અને क्तवतु સામે આવે ત્યારે त નો न થાય છે. તેથી लूनिः, लूनः, लूनवान् ઈત્યાદિ રૂપો સિદ્ધ થાય છે.

[4]चुरादि ગણમાં ૧૯૪૧ થી ૧૯૮૧ આ ૪૧ ધાતુઓ युजादि છે. युजादेर्नवा ।३।४।१८। આ સૂત્રથી તેમને णिच् વિકલ્પે લાગતો હોવાથી युजण् संपर्चने [१९४१] ઈત્યાદિ ધાતુઓનાં योजयति, योजति એવાં રૂપો સિદ્ધ થાય છે.

[5]तुदादि ગણમાં બે અંતર્ગણ છે. ૧૩૨૦ થી ૧૩૨૭ આ આઠ ધાતુઓ मुचादि છે તથા ૧૪૨૬ થી ૧૪૬૪ આ ૩૯ ધાતુઓ कुटादि છે. તેથી मुचॢंती मोक्षणे [१३२०] વગેરે ધાતુઓને मुचादि-तृफ-दृफ-गुफ-शुभोभः शे ।४।४।९९। આ સૂત્રથી श સામે આવે ત્યારે न् આગમ લાગવાથી मुञ्चति ઈત્યાદિ રૂપો સિદ્ધ થાય છે. कुटादेर्ङिद्वदञ्णित् ।४।३।१७। આ સૂત્રથી कुटादि ધાતુઓને લાગતો ञित् તથા णित् સિવાયનો પ્રત્યય ङित् જેવો થવાથી कुटिता આદિ રૂપો સિદ્ધ થાય છે. તેમજ सिचि परस्मै समानस्याऽङिति ।४।३।४४। व्यञ्जनानामनिटि ।४।३।४५। આ સૂત્રથી અદ્યતનીમાં सिच् સામે આવે ત્યારે વૃદ્ધિ ન થવાથી अकुटीत् ઈત્યાદિ રૂપો સિદ્ધ થાય છે.

[6]चुरादि ગણમાં अङ्कण् लक्षणे ૧૮૪૭ થી कुहणि विस्मापने ૧૯૪૦ સુધીના ૯૪ ધાતુઓ अदन्त છે. તેથી अतः ।४।३।८२ આ સૂત્રથી अ નો લોપ થયા પછી सुखण् [१८४९] આદિ ધાતુઓમાં તથા रचण् प्रतियत्ने [१८५३] આદિ ધાતુઓમાં

ઉપાન્ત્યમાં नामि કે अ ન હોવાથી નામિનો गुणोऽक्ङिति ।૪।૩।૧। लघोरुपान्त्यस्य ।૪।૩।૪। સૂત્ર ન લાગવાથી નામિનો ગુણ થતો નથી તેમ જ ञ्णिति ।૪।૩।૫૦। સૂત્રથી अ ની વૃદ્ધિ થતી નથી. એટલે सुखयति તથા रचयति આદિ રૂપો સિદ્ધ થાય છે. તેમજ અનેક સ્વરવાળા ધાતુ થવાને લીધે सुख આદિ ધાતુઓમાં व्यञ्जनादेरेकस्वराद् भृशाभीक्ष्ण्ये यङ् वा ।૩।૪।૯। આ સૂત્રથી यङ् પણ લાગતો નથી. એટલે भृशं पुनः पुनर्वा सुखयति એમ વાક્ય જ રહે છે.

# सप्तमं परिशिष्टम् ।

## एकस्वरादनुस्वारेतः । ४।४।५६। इति सूत्रस्य बृहद्वृत्तौ निर्दिष्टाः अनिट्कारिकाः
### [महोपाध्यायश्रीविनयविजयवाचकविरचितवृत्तिसहिताः]

श्विश्रिडीशीयुरुक्षुक्ष्णुणुस्नुभ्यश्च वृगो वृङः ।
ऊदृदन्ता युजादिभ्यः स्वरान्ता धातवोऽपरे ॥१॥
पाठ एकस्वराः स्युर्येऽनुस्वारेत इमे मताः ।
द्विविधोऽपि शकिश्चैवं वचिर्विचि-रिची पचिः ॥२॥
सिञ्चतिर्मुचिरतोऽपि पृच्छतिर्भ्रस्जि-मस्जि-भुजयो युजिर्यजिः ।
ष्वञ्जि-रञ्जि-रुजयो निजि-विजृ-सञ्जि-भञ्जि-भजयः सृजि-त्यजी ॥३॥
स्कन्दि-विद्य-विद्लृ-विन्तयो नुदिः स्विद्यतिः शदि-सदी भिदि-च्छिदी ।
तुद्यदी पदि-हदी खिदि-क्षुदी राधि-साधि-शुधयो युधि-व्यधी ॥४॥
बन्धि-बुध्य-रुधयः क्रुधि-क्षुधी सिध्यतिस्तदनु हन्ति-मन्यती ।
आपिना तपि-शपि-क्षिपि-च्छुपो लुम्पतिः सृपि-लिपी वपि-स्वपी ॥५॥
यभि-रभि-लभि-यमि-रमि-नमि-गमयः
क्रुशि-लिशि-रुशि-रिशि-दिशति-दशयः ।
स्पृशि-मृशति-विशति-दृशि-शिष्लृ-शुषय-
स्त्विषि-पिषि-विष्लृ-कृषि-तुषि-दुषि-पुषयः ॥६॥

मणिगुणनिकरच्छन्दः ।

श्लिष्यतिर्द्विषिरतो घसि-वसती रोहतिर्लुहि-रिही अनिड् गदितौ ।
देग्धि-दोग्धि-लिहयो मिहि-वहती नह्यतिर्दहिरिति स्फुटमनिटः ॥७॥

''एषामयर्थः-'ट्वोश्वि गतिवृद्धयोः' 'श्रिग् सेवायाम्' द्वौ ह्रस्वेदन्तौ । 'डीङ् विहायसां गतौ' 'डीङ्च् गतौ' 'शीङ् स्वप्ने', त्रयो दीर्घेदन्ताः । 'युक् मिश्रणे' 'रुक् टुक्षुक् शब्दे' 'क्ष्णुक् तेजने' 'णुक् स्तुतौ' 'स्नुक् प्रस्नवने' उदन्ताः षट् । 'वृग्ट् वरणे' 'वृङ्ग् संभक्तौ' संभक्तिः संसेवा, द्वौ ह्रस्वऋकारान्तौ । 'भू सत्तायाम्' 'णूत् स्तुतौ' 'लूग्श् छेदने' 'पूङ् पवने' 'मूङ् बन्धने' इत्यादयो दीर्घोदन्ताः । 'तॄ प्लवनतरणयोः' इत्यादयो ये दीर्घॠकारान्ताः युजादयश्चुराद्यन्तर्गताः अदन्ता धातवः, एभ्यः परे (एभ्योऽपरे) ३० ये स्वरान्ता अनुस्वारेतो धातवस्ते सर्वेऽप्यनिटो ज्ञेयाः । यथा 'पां पाने' । धात्वादेशा अपि धातव एवेति तेऽप्यनुस्वारेतोऽनिट एव । 'चक्षो वाचि क्शांग् ख्यांग्' (४।४।४) आक्शाता आख्याता । 'जि जिं अभिभवे' जेता । 'णींग् प्रापणे' नेता । अजेर्वी प्रचेता । 'शुं गतौ' शोता । 'स्मृं चिन्तायाम्' स्मर्ता । ३३ तथा व्यञ्जनान्ता अपि पाठे धातुपाठे ये एकस्वरा

अनुस्वारेतस्तेऽनिटस्ते च इमे वक्ष्यमाणा मता ज्ञाता वाचार्यैरिति शेषः। द्विविधोऽपि शकिरिति शक्लृंट् शक्तौ, शकींच् मर्षणे, द्वौ कान्तौ; शक्ता शक्तुम्। शक्यतेरिटमिच्छन्त्येके शकिता। वचंक् परिभाषणे ब्रूगादेशो वा वक्ता वक्तुम्। विचृंपी पृथग्भावे, वेक्ता, विवेक्तुम्। रिचृंपी विरेचने, विरेचनं निःसारणं, रेक्ता। डुपचींष् पाके, पक्ता, षिंचीत् क्षरणे, सेक्ता, मुच्लृंती मोक्षणे, मोक्ता, चान्ताः षट्। प्रछंत् ज्ञीप्सायाम्, ज्ञीप्सा जिज्ञासा, प्रष्टा, छान्त एकः। भ्रस्जींत् पाके, भ्रष्टा, भर्ष्टा। टुमस्जोंत् शुद्धौ, शुद्ध्या स्नानं ब्रुडनं च लक्ष्यते, मङ्क्ता, भुजोंत् कौटिल्ये, भुजंप् पालनाभ्यवहारयोः, भोक्ता, युजिंच् समाधौ, युजृंपी योगे, योक्ता, यजीं देवपूजादिषु, यष्टा, ष्वञ्जिंत् सङ्गे परिष्वङ्क्ता, रञ्जीं रागे, रङ्क्ता, रुजोंत् भङ्गे, रोक्ता, णिजृं शौचे, नेक्ता निर्णेक्ता, विजृंकी पृथगभावे, विवेक्ता, षञ्जं सङ्गे, सङ्क्ता, भञ्जौप् आमर्दने, भङ्क्ता, भजीं सेवायाम्, भक्ता, सृजिंच् विसर्गे सृजंत् अतिसर्जने, स्रष्टा, त्यजं हानौ, त्यक्ता, एकोनविंशतिर्जान्ताः ॥१९॥ स्कंदृं गतिशोषणयोः, स्कन्ता, विदिंच् सत्तायाम्, सत्ता भावः, विद्लृंती लाभे, विदिंप् विचारणे, वेत्ता, विन्दतेरिटमिच्छन्त्येके, वेदिता धनस्य, णुदंत् प्रेरणे, नोत्ता ॥५॥ ष्विदांच् गात्रप्रक्षरणे, स्वेत्ता, शद्लृं शातने, षद्लृं विशरणगत्यवसाद नेषु, सत्ता, भिदृंपी विदारणे, भेत्ता, छिदृंपी द्वैधीकरणे, छेत्ता १०। तुदींत् व्यथने, तोत्ता, अदंक् भक्षणे, अत्ता, जिघत्सति, पदिंच् गतौ, पत्ता, हदीं पुरीषोत्सर्गे, हत्ता, खिदिंच् दैन्ये १५। खिदिंत् परिघाते, मुचादिः, खिदिंप् दैन्ये, खेत्ता, खिदतेरिटमिच्छन्त्येके खेदिता, क्षुदृंपी संपेषे, क्षोत्ता, अष्टादश दान्ताः १८। साधंच् वृद्धौ, राधंट् संसिद्धौ, राद्धा, साधंट् संसिद्धौ, साद्धा, शुधंच् शौचे, शोद्धा, युधिंच् सम्प्रहारे, योद्धा, व्यधंच् ताडने, व्यद्धा, बन्धश् बन्धने, सम्बद्धा, बुधिंच् ज्ञाने, बोद्धा, रुधृंपी आवरणे, रोद्धा, क्रुधंच् कोपे, क्रोद्धा, क्षुधंच् बुभुक्षायाम्, क्षोद्धा, षिधंच् संराद्धौ, सेद्धा, धान्ता द्वादश। हनंक् हिंसागत्योः, हन्ता, मनिंच् ज्ञाने, मन्ता। नान्तौ द्वौ। आप्लृंट् व्याप्तौ, आप्ता, तपं सन्तापे तपिंच् ऐश्वर्ये वा। तपं सन्तापे इत्यस्यैव धातोरैश्वर्येऽर्थे दिवादित्वमात्मनेपदं वा विधीयते। तथा शपीं आक्रोशे, शपींच् आक्रोशे, शप्ता, क्षिपंच् प्रेरणे, क्षेप्ता, छुपंत् स्पर्शे, छोप्ता, लुप्लृंती छेदने, लोप्ता, सृप्लृं गतौ, स्रप्ता सर्प्ता, लिंपीत् उपदेहे, उपदेहो वृद्धिः लेप्ता, टुवपीं बीजसन्ताने, वप्ता, ञिष्वपंक् शये, स्वप्ता। पान्तास्त्रयोदश। यभं मैथुने, यब्धा, रभिं राभस्ये, राभस्यं कार्योपक्रमः, आरब्धा, डुलभिंष् प्राप्तौ, लब्धा। भान्तास्त्रयः। यमूं उपरमे, उपरमो निवृत्तिः, यन्ता, रमिं क्रीडायाम्, रन्ता, णमं प्रह्वत्वे, प्रह्वत्वं नम्रत्वम्, नन्ता, गम्लृं गतौ, गन्ता। मान्ताश्चत्वारः। क्रुशं आह्वानरोदनयोः, क्रोष्टा, लिशंत् गतौ, लेष्टा, रुशंत् रिशंत् हिंसायाम्, रोष्टा रेष्टा, दिशींत् अतिसर्जने, अतिसर्जनं त्यागः, देष्टा, दंशं दशने, दंष्टा, स्पृशंत् संस्पर्शे, स्प्रष्टा स्पर्ष्टा, मृशंत् आमर्शने, म्रष्टा मर्ष्टा, विशंत् प्रवेशने, वेष्टा, दृशृं प्रेक्षणे, द्रष्टा। शकारान्ता दश। शिष्लृंप् विशेषणे, विशेषणं गुणान्तरोत्पादनम्, शेष्टा, शुषंच् शोषणे,

शोष्टा, त्विषीं दीप्तौ, त्वेष्टा, पिष्लृंप् सञ्चूर्णने, पेष्टा, विष्लृंकी व्याप्तौ, वेष्टा, कृषं कृषींत् विलेखने, क्रष्टा कर्ष्टा, तुषंच् तुष्टौ, तोष्टा, दुषंच् वैकृत्ये, दोष्टा, पुषंच् पुष्टौ, पोष्टा, श्लिषंच् आलिङ्गने, श्लेष्टा, द्विषींक् अप्रीतौ, द्वेष्टा । षकारान्ता एकादश । घस्लृं अदने, घस्ता, वसं निवासे, वस्ता सान्तौ द्वौ । रुहं जन्मनि, रोढा, लुहं रिहं इति हिंसार्थौ सौत्रौ, अत एवैतौ अनिड् गदितौ, धातुपाठे अपठितावित्यर्थः, लोढा रेढा । एतावनिटौ नेच्छन्ति केचित् । दिहींक् उपलेपे, देग्धा, दुहींक् क्षरणे, दोग्धा, लिहींक् आस्वादने, लेढा, मिहं सेचने, मेढा, वहीं प्रापणे, वोढा, णहींच् बन्धने, बद्धा, दहं भस्मीकरणे, दग्धा । हान्ता दश ।''

सेट्, अनिट् અને वेट् ધાતુની ઓળખાણ –

ધાતુપાઠમાં જે ધાતુને માથે બિંદુરૂપ અનુસ્વાર(અનુબંધ) હોય તે ધાતુ अनिट् જાણવો. ધાતુપાઠમાં જે ધાતુને માથે औ અનુબંધ લાગેલો હોય તે ધાતુ वेट् જાણવો. અને જે ધાતુને અનુસ્વાર કે औ પૈકી એકેય અનુબંધ ના હોય તે ધાતુ सेट् સમજવો.

આ રીતે અનુબંધ ઉપરથીજ ધાતુ सेट् છે, अनिट् છે કે वेट् છે તે સ્પષ્ટ સમજાય તેવું જ છે, ''स्ताद्यशितोऽत्रोणादेरिट्'' [૪। ૪। ૩૨] આ સૂત્ર ધાતુને सेट् તરીકે ઓળખાવે છે. તેનો અર્થ એ છે કે ધાતુથી પર રહેલા (शित्, त्र અને उणादि વર્જિત) સકારાદિ અને તકારાદિ પ્રત્યયોની આદિમાં इट् થાય છે.જે ધાતુઓથી પર રહેલા સકારાદિ અને તકારાદિ પ્રત્યયો, પોતાની આદિમાં इट् પ્રત્યય લેતા હોય, તે ધાતુઓ सेट् કહેવાય છે, એટલે કે इट् પ્રત્યય લેનાર ધાતુ सेट् કહેવાય છે.

अनिट् ધાતુને ઓળખાવનાર સૂત્ર ''एकस्वरादनुस्वारेतः'' [૪। ૪। ૫૬] છે. આનો અર્થ એ છે કે - એક સ્વરવાળા અને अनुस्वारेत् (=અનુસ્વાર અનુબંધવાળા) ધાતુથી પર વિધાન કરાયેલા शित् ભિન્ન સકારાદિ અને તકારાદિ પ્રત્યયની આદિમાં इट् થતો નથી. એટલે એક સ્વરવાળો તેમજ અનુસ્વાર અનુબંધવાળો ધાતુ अनिट् કહેવાય છે.

वेट् ધાતુને ઓળખાવનાર સૂત્ર ''धूगौदितः'' [૪। ૪। ૩૮] છે. તેનો અર્થ એ છે કે धूग् ધાતુ અને औदित् (औ અનુબંધવાળા) ધાતુથી પર રહેલા (शित् ભિન્ન) સકારાદિ અને તકારાદિ પ્રત્યયની આદિમાં इट् વિકલ્પે થાય છે. એટલે વિકલ્પે इट् લેનાર धू અને औदित् ધાતુઓ वेट् કહેવાય છે.

ધાતુથી પર રહેલા જે સકારાદિ કે તકારાદિ પ્રત્યયો પોતાની આદિમાં નિત્ય इट् લેતા હોય તે सेट्, ન લેતા હોય તે अनिट् અને વિકલ્પે લેતા હોય તે

वेट् धातुओ કહેવાય છે.

ધાતુના મુખ્ય બે વિભાગ છે. સ્વરાંત ને વ્યંજનાંત. તેમાં શરૂઆતમાં સ્વરાત ધાતુઓના सेट्त्वाऽनिट्त्वनुं વિવેચન કર્યા પછી વ્યંજનાન્ત ધાતુઓના સેટ્-અનિટ્પણાનું વિવેચન કરે છે. તેમાં પણ સ્વરાંત વિભાગમાં सेट् ધાતુઓને બતાવી, બાકીનાને अनिट् તરીકે ઓળખાવે છે; અને વ્યંજનાન્ત વિભાગમાં अनिट् ધાતુઓ બતાવીને બાકીનાને सेट् તરીકે દર્શાવે છે. (કુલ સાત કારિકાઓ છે, તે પૈકી શરૂઆતની દોઢ કારિકામાં સ્વરાન્ત વિભાગ છે અને આગળની કારિકાઓમાં વ્યંજનાન્ત વિભાગ છે, માટે દોઢ કારિકા અલગ પાડી વિવેચન કરેલ છે.)

श्वि-श्रि-डी-शी-यु-रु-क्षु-क्ष्णु-णु-स्नुभ्यश्च वृगो वृङः ।
ऊदृदन्त-युजादिभ्यः, स्वरान्ता धातवः परे ॥१॥
पाठ एकस्वराः स्युर्येऽनुस्वारेत इमे स्मृताः ।

વિવેચન - ધાતુપાઠ માં જે એક સ્વરવાળા હોય અને અનુસ્વારેત્ (=અનુસ્વાર અનુબંધવાળા) હોય તે અનિટ્ ધાતુઓ જાણવા. આ અનિટ્ ધાતુનું લક્ષણ સ્વરાંત કે વ્યંજનાન્ત બન્ને માટે સરખું છે. આ પ્રથમ કારિકામાં બતાવેલા તમામ સ્વરાંત ધાતુઓ સેટ્ છે, તેથી કરીને તે સિવાયના એક સ્વરવાળા અનુસ્વારેત્ સ્વરાંત જે જે ધાતુઓ હોય તે તમામ અનિટ્ જાણવા.

એ રીતે નીચે (આગળની કારિકામાં)બતાવેલા એક સ્વરવાળા અનુસ્વારેત્ એવા વ્યંજનાન્ત ધાતુઓ अनिट् જાણવા, અને તે સિવાયના વ્યંજનાન્ત ધાતુઓ सेट् જાણવા. આ બન્ને પ્રકારના પણ ધાતુઓ કે જે औदित् (=औઅનુબંધવાળા) ન હોય તે લેવા, કારણ કે औदित् ધાતુઓને અનુબંધફળ પ્રતિપાદક પ્રકરણમાં वेट् કહેલા છે.

પ્રથમ કારિકામાં છેલ્લો શબ્દ परे છે, તેનો અર્થ બીજા અથવા અન્ય થાય છે. 'श्वि-श्रि-डी-शी-यु-रु-क्षु-क्ष्णु-णु-स्नुभ्यः, वृगः, वृङः, ऊदृदन्त-युजादिभ्यः' આટલા ધાતુથી અન્ય. આનો વિસ્તૃત અર્થ નીચે મુજબ છે. -

[સ્વરાંત સેટ્ ધાતુઓ]

श्वि = ९९७ ट्वोश्वि (श्वि) गतिवृद्ध्योः ।

श्रि = ८८३ श्रिग् (श्रि) सेवायाम् ।

डी = ५८८ डीङ् (डी) विहायसां गतौ । १२४९ डीङ्च् (डी) गतौ ।

शी = ११०५ शीङ्क् (शी) स्वप्ने ।

यु = १०८० युक् (यु) मिश्रणे । અહિં यु એ સામાન્ય નિર્દેશ છે, તો પણ रु ને क्षु ના સહચાર થી 'युक् मिश्रणे' એ ધાતુ જ લેવો, પણ १५१३ युंग्श् (यु)

बन्धने એ ધાતુ ન લેવો. વળી १८०४ युणि (यु) जुगुप्सायाम् આ ધાતુ તો ચુરાદિ ગણનો હોવાથી અનેકસ્વરત્વને લઈને સ્વત: સેટ્ છે જ.
रु = १०८५ रुक् (रु) शब्दे। અહિં रु એ સામાન્ય નિર્દેશ હોવાથી બધી જાતના रु ધાતુનું ગ્રહણ થવું જોઈએ તો પણ क्षु વગેરે ધાતુના સહચારથી 'रुक् शब्दे' એ ધાતુજ લેવો, પરંતુ ५९९ रुंङ् (रु) रेषणे च' એ ધાતુ ન લેવો.
क्षु = १०८४ टुक्षुक् (क्षु) शब्दे। १०८२ क्ष्णुक् (क्ष्णु) तेजने।
णु = १०८१ णुक् (नु) स्तुतौ।
स्नु = १०८३ स्नुक् (स्नु) प्रस्नवने।
वृगो = १२९४ वृग्ट् (वृ) वरणे। १९४७ वृगृण् (वृ) आवरणे એ ધાતુનો युजादि પાઠમાં જ સમાવેશ કરેલો છે.
वृङः = १५६७ वृङ्श् (वृ) सम्भक्तौ।
ऊदूदन्त = भू વગેરે તમામ દીર્ઘ ऊकारान्त ધાતુઓ તથા तॄ વગેરે તમામ દીર્ઘ ॠकारान्त ધાતુઓ.
युजादि = યુજાદિ ગણમાં કહેલા (સ્વરાંત ६) ધાતુઓ. જેવાકે - १९४३ लीण् (ली) द्रवीकरणे। १९४४ मीण् (मी) मतौ। १९४५ प्रीगृण् (प्री) तर्पणे। १९४६ धूगृण् (धू) कम्पने (આ ધાતુ ऊकारान्त હોવાથી પણ સેટ્ છે.)। १९४७ वृगृण् (वृ) आवरणे। १९४८ जॄण् (जॄ) वयोहानौ ( આ ધાતુ ॠकारान्त હોવાથી પણ સેટ્ છે.)।

આ ઉપર બતાવેલા તમામ સ્વરાંત ધાતુઓ સેટ્ જાણવા, અને તે સિવાયના એક સ્વરવાળા અને અનુસ્વરાનુબંધવાળા સ્વરાંત સર્વ ધાતુઓ अनिट् સમજવા ॥१॥.

નીચેની કારિકાઓ દ્વારા વ્યંજનાન્ત अनिट् ધાતુઓને બતાવે છે.

द्विविधोऽपि शकिश्चैवं वचिर्विचि-रिची पचिः ॥२॥
सिञ्चतिर्मुचिरतोऽपि पृच्छतिर्भ्रस्जि-मस्जि-भुजयो युजिर्यजिः।
ष्वञ्जि-रञ्जि-रुजयो णिजि-विजृ-षञ्जि-भञ्जि-भजयः सृजि-त्यजी ॥३॥
स्कन्दि-विद्य-विदल-विन्तयो नुदिः स्विद्यतिः शदि-सदी भिदि-च्छिदी।
तुद्यदी पदि-हदी खिदि-क्षुदी राधि-साधि-शुधयो युधी-व्यधी ॥४॥
बन्धि-बुध्य-रुधयः क्रुधि-क्षुधी सिध्यतिस्तदनु हन्ति-मन्यती।
आपिना तपि-शपि-क्षिपि-च्छुपो लुम्पतिः सृपि-लिपी वपि-स्वपी ॥५॥
यभि-रभि-लभि-यमि-रमि-नमि-गमयः क्रुशि-लिशि-रुशि रिशि-दिशति-दशयः।
स्पृशि-मृशति-विशति-दृशि-शिषॢ-शुषय-

स्त्विषि-पिषि-विष्लृ-कृषि-तुषि-दुषि-पुषयः ॥६॥
श्लिष्यति-द्विंषिरतो घसि-वसती रोहतिर्लुहि-रिही अनिड्गदितौ ।
देग्धि-दोग्धि-लिह्यो मिहि-वहती नह्यतिर्दहिरिति स्फुटमनिटः ॥७॥

द्विविधोऽपि शकिः = १२८० शकिंच् (शक्) मर्षणे । १३०० शक्लंट् (शक्) शक्तौ । (અહિં शकि શબ્દથી शक् ધાતુ જ લેવાનો છે, માટે शक् ધાતુ જ शकिः શબ્દથી કારિકામાં લીધેલ છે.)

वचिः = १०९६ वचंक् (वच्) भाषणे । ११३५ ब्रूंगृक् (ब्रू) व्यक्तायां वाचि' એ ब्रू ધાતુનો જે वच् આદેશ થાય છે તે જો કે લાક્ષણિક છે, તો પણ અહિં લેવો. આટલા જ કારણ સર ब्रू ધાતુને ऊकारान्त પણું હોવાથી सेट्पણાની પ્રાપ્તિ તો હતી જ, તો પણ ધાતુપાઠમાં અનુસ્વાર સહિત નિર્દેશ હોવાથી ब्रू ધાતુનું अनिट्પણું પ્રતિપાદન કરેલું છે, માટે वचि થી वच् આદેશવાળા ब्रू ધાતુનું પણ ગ્રહણ થાય છે.

'१९५४ वचण् (वच्) भाषणे' આ ધાતુનો युजादिમાં પાઠ હોવાથી सेट् સમજવો.

विचि=१४७५ विचूंपी (विच्) पृथग्भावे ।

रिची=१४७४ रिचूंपी (रिच्) विरेचने । १९५३ रिचण् (रिच्) वियोजने च આ ધાતુ युजादिમાં પઠિત હોવાથી सेट् છે. (विचि-रिची' અહિં ઉક્ત બે ધાતુના द्वन्द्व સમાસથી દ્વિવચન થયેલ છે.)

पचिः=८९२ डुपचींष् (पच्) पाके ॥२॥

सिञ्चतिः=१३२१ षिचींत् (सिच्) क्षरणे । (આ ધાતુનું, સ્વરૂપમાં श्तिव् પ્રત્યય થવાથી सिञ्चति એવું રૂપ બનેલ છે).

मुचिः=१३२० मुच्लृंती (मुच्) मोक्षणे । '१७३१ मुचण् (मुच्) प्रमोचने' એ ધાતુ તો ચુરાદિનો હોવાથી અનેક સ્વરવાળો થાય છે, માટે તે सेट् મનાય છે.

पृच्छतिः=१३४७ प्रछंत् (प्रच्छ्) ज्ञीप्सायाम् ।

भ्रस्जि=१३१६ भ्रस्जींत् (भ्रस्ज) पाके ।

मस्जि=१३५२ टुमस्जोंत् (मस्ज्-मज्ज्) शुद्धौ ।

भुजयः=१३५१ भुजोंत् (भुज्) कौटिल्ये ।

१४८७ भुजंप् (भुज्) पालनाभ्यवहारयोः । (અહિં પૂર્વના ધાતુઓ સાથે द्वन्द्व સમાસ થવાથી બહુવચન આપેલ છે).

युजिः=१२५४ युजिंच् (युज्) समाधौ ।

१४६६ युजूंपी (युज्)योगे । '१९४२ युजण् (युज्) सम्पर्चने' એ ધાતુ युजादि પઠિત હોવાથી सेट् છે.

यजिः=९९१ यजीं (यज्) देवपूजा-संगतिकरण-दानेषु ।
ष्वञ्जि=१४७१ ष्वञ्जिंत् (स्वञ्ज्) सङ्गे ।
रञ्जि=८९६ रञ्जीं (रञ्ज्) रागे । १२८२ रञ्जींच् (रञ्ज्) रागे । रुजयः=१३५० रुजोंत् (रुज्) भङ्गे । '१५९२ रुजण् (रुज्) हिंसायाम्' -એ ધાતુ તો ચુરાદિનો હોવાથી અનેક સ્વરવાળો હોઈ સેટ્ છે. (બહુવચન પૂર્વના ધાતુઓ સાથેના સમાસથી થયેલ છે).
णिजि=११४१ णिजूंकी (निज्) शौचे च ।
विजृ=११४२ विजूंकी (विज्) पृथग्भावे । અહિં કારિકામાં (विजृ) એવો દીર્ઘ ऋકારાંત પાઠ હોવાથી, આ પૃથગ્ભાવ અર્થવાળાનું ગ્રહણ થાય છે, પરંતુ '१४६८ ओविजैति (विज्) भय-चलनयोः' એ ધાતુનું તથા '१४८९ ओविजैप् (विज्) भय-चलनयोः એ ધાતુનું પણ ગ્રહણ થતું નથી.
षञ्जि = १७३ षञ्जं (सञ्ज्) सङ्गे ।
भञ्जि = १४८६ भञ्जोंप् (भञ्ज्) आमर्दने ।
भजयः = ८९५ भजीं (भज्) सेवायाम् ।

'१७३३ भजण् (भज्) विश्राणने' આ ધાતુ ચુરાદિ હોઈ અનેકસ્વરવાળો થવાથી સેટ્ મનાય છે. [બહુવચન સમાસથી થયેલ છે.]
सृजि = १२५५ सृजिंच् (सृज्) विसर्गे । १३४९ सृजंत् (सृज्) विसर्गे ।
त्यजी = १७२ त्यजं (त्यज्) हानौ ।

(અહિં દ્વન્દ્વ સમાસને લીધે દ્વિવચન છે.) ॥૩॥
स्कन्दि = ३१९ स्कन्दृं (स्कन्द्) गति-शोषणयोः ।
विद्य = १२५८ विदिंच् (विद्) सत्तायाम् । અહિં 'श्य' એ ચોથા દિવાદિ ગણનો વિકરણ પ્રત્યય છે, અને તે સહિત 'विद्य' એવો નિર્દેશ કરેલ છે, તેથી દિવાદિ ગણનો સત્તાર્થક विद् ધાતુ જ લીધો છે.
विद्लृ = १३२२ विद्लृंती (विद्) लभि । અહિં लृ અનુબંધ સહિત નિર્દેશ હોવાથી लृ અનુબંધવાળો ધાતુ લીધો છે.
विन्तयः = १४९७ विदिंप् (विद्) विचारणे । અહિં विन्तयः એ विन्ति નું બહુવચન છે, અને विन्ति એ श्न વિકરણ પ્રત્યયવાળો પાઠ છે, અને श्न એ સાતમા रुधादि ગણનો વિકરણ પ્રત્યય છે. તેથી रुधादिગણીય विद् ધાતુનું ગ્રહણ કરવામાં આવ્યું છે. (બહુવચન તો પૂર્વના ધાતુઓની સાથે કરેલા દ્વન્દ્વ સમાસને અંગે છે, આગળ પણ એમજ સમજવું.)

ઉપર્યુક્ત ત્રણ પ્રકારના विद् ધાતુનું વિશેષતઃ ગ્રહણ હોવાથી '१०९९ विदक्

(विद्) ज्ञाने' એ ધાતુનો અહિં નિષેધ થાય છે. અને '१८०९ विदिण् (विद्) चेतनाख्यान-निवासेषु' એ ધાતુ તો ચુરાદિ ગણનો હોવાથી અનેક સ્વરવાળો હેઈ, તેનું सेट् પણું તો સ્વતઃ સિદ્ધ છે. સાર એ આવ્યો કે પાંચ પ્રકારનો विद् ધાતુ છે, તેમાંથી 'दिवादि, तनादि અને रुधादि' એ ત્રણ ગણના અનિટ્ છે અને अदादि તથા चुरादि ગણના સેટ્ છે. અર્થાત્ પાંચ પૈકી ત્રણ અનિટ્ અને બે સેટ્ છે.

नुदिः = १३७० णुदंत् (नुद्) प्रेरणे।

स्विद्यतिः = ११७८ ष्विदाचूं (स्विद्) गात्रप्रक्षरणे। અહિં श्य વિકરણ સહિત નિર્દેશ હોવાથી ઉક્ત દિવાદિનો ધાતુજ લેવાનો છે, પરંતુ १४६ ञिष्विदाङ् (स्विद्) मोजने च' એ ધાતુ લેવાનો નથી.

शदि = ९६७ शद्लूं (शद्) शातने।

सदी = ९६६ षद्लूं (सद्) विशरण-गत्यवसादनेषु। १३७१ षद्लृंत् (सद्) अवसादने। (અહિં દ્વન્દ્વ સમાસ પ્રયુક્ત દ્વિવચન છે. આગળ પણ એમ જ સમજવું.)

भिदि = १४७७ भिदूंपी (भिद्) विदारणे।

छिदी = १४७८ छिदूंपी (छिद्) द्वैधीकरणे।

तुद्यदी = १३१५ तुदिंत् (तुद्) व्यथने। १०५९ अदंक् (अद्) भक्षणे।

बन्धि = १५५२ बन्धंश् (बन्ध्) बन्धने।

'१६६३ बन्धण् (बन्ध्) संयमने' એ ધાતુ ચુરાદિ હોવાથી અનેક સ્વરવાળો હોઈ સેટ્ છે.

बुध्य = १२६२ बुधिंच् (बूध्) ज्ञाने। અહિં 'बुध्य' એ श्य વિકરણ સહિત નિર્દેશ હોવાથી ઉક્ત ધાતુ જ લેવો, પરંતુ '९१२ बुधृग् (बुध्) बोधने તથા ९६८ बुध (बुध्) अवगमने' એ બે ધાતુ ન લેવા.

पदि = १२५७ पदिंच् (पद्) गतौ। '१९३३ पदणि (पद्) गतौ એ ધાતુ તો ચુરાદિ ગણનો હોવાથી, અનેકસ્વરવાળો હોઈ સેટ્ છે.

हदी = ७२८ हदिं (हद्) पुरीषोत्सर्जे।

खिदि = १२५९ खिदिंच् (खिद्) दैन्ये। १३२६ खिदंत् (खिद्) परिधाते। १४९६ खिदिंप् (खिद्) दैन्ये।

क्षुदी = १४७९ क्षुदूंपी (णुद्) संपेषे।

राधी = ११५६ राधंच् (राध्) वृद्धौ। १३०४ राधंट् (राध्) संसिद्धौ।

साधी = १३०५ साधंट् (साध्) संसिद्धौ।

शुधयः = ११८३ शुधंच् (शुध्) शौचे।

युधि = १२६० युधिंच् (युध्) संप्रहारे।

व्यधी = ११५७ व्यधंच् (व्यध्) ताडने ॥४॥

रुधय: = १४७३ रुधृंपी (रुध्) आवरणे। १२६१ अनो रुधिंच् (अनु-रुध्) कामे।

क्रुधि = ११८४ क्रुधंच् (क्रुध्) कोपे।

णुधी = ११८२ णुधंच् (णुध्) बुभुक्षायाम्।

सिध्यतिः = ११८५ षिधूंच् (सिध्) संराद्धौ। અહિં 'सिध्यति' એ श्य વિકરણ સહિત નિર્દેશ હોવાથી '३२० षिधू (सिध्) गत्याम्' તથા '३२१ षिधौ (सिध्) शास्त्र-माङ्गल्ययोः' એ બે ધાતુ ન લેવા, પણ ઉક્ત ધાતુ લેવો.

तदनु = ત્યાર બાદ हन्ति = ११०० हनंक् (हन्) हिंसागत्योः।

मन्यती = १२६३ मनिंच् (मन्) ज्ञाने। અહિં 'मन्यति' એવો श्य વિકરણ પ્રત્યય સહિત નિર્દેશ હોવાથી ઉક્ત ધાતુ જ લેવો, પરંતુ '१५०७ मनूयि (मन्) बोधने' એ ધાતુ ન લેવો. તથા '१८१० मनिण् (मन्) स्तम्भे' એ ધાતુ તો ચુરાદિ ગણનો હોઈ અનેક સ્વરવાળો થવાથી સેટ્ છે.

आपिना = १३०७ आप्लृण् (आप्) व्याप्तौ। १९७३ आप्लृण् (आप्) लम्भने' એ ધાતુનો युजादि ગણમાં પાઠ હોવાથી સેટ્ જ છે. અહિ ना એ તૃતીયા વિભક્તિનો હોવાથી તેનો 'સહિત' એવો અર્થ લેવો એટલે કે 'आप् સહિત બીજા આગળ બતાવાતા 'પકારાન્ત ધાતુઓ' એવો અર્થ સમજવો.

तपि = ३३३ तपं (तप्) संतापे। १२६७ तपिंच् (तप्) ऐश्वर्ये वा। '१९७१ तपिण् (तप्) दाहे' એ ધાતુ તો युजादिમાં પઠિત હોવાથી સેટ્ જ છે.

शपि = ९१६ शपीं (शप्) आक्रोशे। १२८३ शपींच् (शप्) आक्रोशे।

क्षिपि = ११५८ क्षिपंच् (क्षिप्) प्ररणे। १३२७ क्षिपिंत् (क्षिप्) प्ररणे।

छुपः = १३७५ छुंपत् (छुप्) स्पर्शे।

लुम्पतिः = १३२३ लुप्लृंती (लुप्) छेदने। અહિં लुम्पति એ मागम સહિત નિર્દેશ હોવાથી ઉક્ત ધાતુ જ લેવો પણ '११९५ लुपच् (लुप्) विमोहने' એ ધાતુ ન લેવો.

सृपि = ३४१ सृप्लृं (सृप्) गतौ।

लिपी = १३२४ लिपींत् (लिप्) उपदेहे।

वपि = ९९५ टुवपीं (वप्) बीजसन्ताने।

स्वपी = १०८८ ञिष्वपंक् (स्वप्) शये ॥५॥

यभि = ३७८ यभं (यभ्) मैथुने।

रभि = ७८५ रभिं (रभ्) राभस्ये।

लभि = ७८६ डुलभिंष् (लभ्) प्राप्तौ।

यमि = ३८६ यमूं (यम्) उपरमे ।
रमि = ९८९ रमिं (रम्) क्रीडायाम् ।
नमि = ३८८ णमं (नम्) प्रह्वत्वे ।
गमयः = ३९६ गमॢं (गम्) गतौ । (गमयः એ गमि નું બહુવચનનું રૂપ છે.)
क्रुशि = ९८६ क्रुशं (क्रुश्) आह्वान-रोदनयोः ।
लिशि = १२७७ लिशिंच् (लिश्) अल्पत्वे । १४१७ लिशंत् (लिश्) गतौ ।
रुशि = १४१३ रुंशत् (रुश्) हिंसायाम् ।
रिशि = रिशंत् (रिश्) हिंसायाम् ।
दिशति = १३१८ दिशींत् (दिश्) दर्शने । (અહિં दशयः એ दशि નું બહુવચનનું રૂપ છે.)
स्पृशि = १४१२ स्पृशंत् (स्पृश्) संस्पर्शे ।
भृशति = १४१६ भृशंत् (भृश्) आमर्शने ।
विशति = १४१५ विशंत् (विश्) प्रवेशने ।
दृशि = ४९५ दृशृं (दृश्) प्रेक्षणे ।
शिषॢ = १४९२ शिषॢंप् (शिष्) विशेषणे । અહિં शिषॢ એવો ॢ સહિત નિર્દેશ હોવાથી ઉક્ત ધાતુ જ લેવો, પરંતુ '५०८ शिष (शिष्) हिंसायाम्' એ ધાતુ ન લેવો. વળી १९७७ शिषण् (शिष्) असर्वोपयोगे એ ધાતુ તો યુજાદિમાં પઠિત હોવાથી સેટ્ છે જ.
शुषयः = १२०८ शुषंच् (शुष्) शोषणे । (शुषयः એ शुषि નું બહુવચન છે.)
त्विषि = ९३० त्विषीं (त्विष्) दीप्तौ ।
पिषि = १४९३ पिष्लृंप् (पिष्) संचूर्णने ।
विषॢ = ११४३ विषॢंकी (विष्) व्याप्तौ । અહિં ॢ સહિત ગ્રહણ હોવાથી ઉક્ત ધાતુ જ લેવો, પણ '५२३ विषू (विष्) सेचने' તથા १५६० विषश् (विष्) विप्रयोगे' એ બે ધાતુઓ ન લેવા.
कृषि = ५०६ कृषं (कृष्) विलेखने । १३१९ कृषींत् (कृष्) विलेखने ।
तुषि = १२९३ तुषंच् (तुष्) तुष्टौ ।
दुषि = १२०९ दुषंच् (दुष्) वैकृत्ये ।
पुषयः = ११७५ पुषंच् (पुष्) पुष्टौ । दुष् ધાતુના સહચારથી (૧૧૭૫ મો) ઉક્ત ધાતુ જ લેવો, પરંતુ '५२३ पुष (पुष्) पुष्टौ' તથા '१५६४ पुषश् (पुष्) पुष्टौ' એ બે ધાતુઓ લેવા નહિં, સળી '१७५५ पुषण् (पुष्) धारणे' એ ધાતુ ચુરાદિ હોવાથી અનેક સ્વરવાળો હોઈ સ્વતઃ સેટ્ જ છે. સાર એ આવ્યો કે ચાર પ્રકારનો પુષ્

ધાતુ છે, તેમાંથી ફક્ત ચુરાદિનો જ અનિટ્ સમજવો. ।।૬।।
श्लिष्यतिः = १२१० श्लिषंच् (श्लिष्) आलिङ्गने અહિં श्य વિકરણ સહિત નિર્દેશ હોવાથી ઉક્ત દિવાદિ ગણનો જ ધાતુ લેવો, અને '१७०४ श्लिषण् (श्लिष्) श्लेषणे' એ ધાતુ તો ચુરાદિ હોવાથી સ્વતઃ સેટ્ છે જ.
द्विषिः = ११२६ द्विषींक् (द्विष्) अप्रीतौ ।
अतः = આથી આગળ घसि = ५४४ घस्लं (घस्) अदने ।
वसती = ९९९ वसं (वस्) निवासे । અહિં वसती એ 'वसति' શબ્દ નું દ્વિવચન છે, અને તેનો शव् વિકરણ પ્રત્યય સહિત નિર્દેશ છે. તેથી ઉક્ત ધાતુ જ લેવો, પરંતુ '१११७ वसिक् (वस्) आच्छादने' તથા '१२२६ वसूच् (वस्) स्तम्भे' એ બે ધાતુઓ ન લેવા, '१७६१ वसण् (वस्) स्नेह-च्छेदावहरणेषु : એ ધાતુ તો ચુરાદિ હોવાથી અનેક સ્વરવાળો હોઈ સ્વતઃ સેટ્ છે જ. સાર એ આવ્યો કે वस् ધાતુ ચાર ગણમાં આવે છે, તેમાથી પહેલાં ગણનો જ અનિટ્ છે, બીજા સેટ્ છે, એમ સમજવું.
रोहतिः = ९९८ रुहं (रुह्) जन्मनि ।
लुहि-रिही अनिड् गदितौ = लुह् અને रिह्, આ બે ધાતુઓ અનિટ્ કહ્યા છે. કારિકામાં કહેલા આ બે ધાતુ ધાતુપાઠમાં દેખાતા નથી, તેથી એવી સંભાવના કરાય કે ઉક્ત બન્ને ધાતુઓ કાં તો छान्दस છે ને કાં તો મતાંતરીય છે.
देग्धि = ११२८ दिहींक् (दिह्) लेपे ।
दोग्धि = ११२७ दुहींक् (दुह्) क्षरणे ।
लिहयः = ११२९ लिहींक् (लिह्) आस्वादने । (लिहयः એ लिहि નું સમાસ પ્રયુક્ત બહુવચન છે.)
मिहि = ५५१ मिहं (मिह्) सेचने ।
वहती = ९९६ वहीं (वह्) प्रापणे । (અહિં वहती એ वहति નું સમાસકૃત દ્વિવચન છે.)
नह्यतिः = १२८५ णहींच् (नह्) बन्धने ।
दहिः ५५२ दहं (दह्) भस्मीकरणे ।

इति स्फुटमनिटः = એ પ્રમાણે ઉપર બતાવેલા વ્યંજનાન્ત ધાતુઓ સ્પષ્ટ રીતે અનિટ્ છે. આ સિવાયના બાકીના વ્યંજનાન્ત ધાતુઓ સેટ્ સમજવા. એ રીતે સ્વરાંત તેમજ વ્યંજનાન્ત ધાતુઓના સેટ્પણાનું તથા અનિટ્પણાનું વિસ્તૃત વિવેચન પૂરૂં થયું ।।૭।।

।। समाप्ता अनिड्कारिकाः ।।

## अष्टमं परिशिष्टम् ।

### द्विकर्मका धातवः

''नी-हृ-वहि-कृषो ण्यन्ता दुहि-ब्रू-पृच्छि-भिक्षि-चि-रुधि-शास्वर्थाः ।
पचि-याचि-दण्डि-कृ-ग्रह-मथि-जिप्रमुखा द्विकर्माणः ॥१॥''

આ કારિકામાં બતાવેલા ધાતુઓ દ્વિકર્મક જાણવા —

દ્વિકર્મક ધાતુ ઉદાહરણ તથા અર્થ સહિત

१ 'णींग् प्रापणे' [८८४] ग्राममजां नयति । બકરીને ગામમાં લઈ જાય છે.

२ 'हृंग् हरणे' [८८५] निवासं हरति घासम् । ઘાસ ઘર ભેગું કરે છે.

३ 'वहीं प्रापणे' [९९६] ग्रामं भारं वहति । બોજો ગામમાં લઈ જાય છે.

४ 'कृषं विलेखने' [५०६] हलं कर्षति महीम् । હળથી જમીન ખેડે છે.

५ ण्यन्त- 'घ्रां गन्धोपादाने' [३] घ्रापयति पुष्पाणि जिनदासम् । જિનદાસને ફુલ સુંઘાડે છે.

दुह्, ब्रू, प्रच्छ्, भिक्ष्, चि, रूध्,અને शास् ધાતુના જેવા અર્થવાળા ધાતુઓ પણ દ્વિકર્મક છે.

६ 'दुहींक् क्षरणे' [११२७] गां दोग्धि पयः । ગાયથી દૂધ દોવે છે.

७ 'ब्रूगूक् व्यक्तायां वाचि' [११२५] भव्यान् धर्मं ब्रूते । ભવ્ય જીવોને ધર્મ કહે છે.

८ 'प्रछंत् ज्ञीप्सायाम्' [१३४७] जनं मार्गं पृच्छति । માણસને રસ્તો પુછે છે.

९ 'भिक्षी याच्ञायाम्' [८८०] भिक्षते गां राजानम् । રાજા પાસે ગાય માંગે છે.

१० 'चिंगूट् चयने' [१२९०] वृक्षं पुष्पाणि अवचिनोति । વૃક્ષથી પુષ્પો તોડે છે.

११ 'रुधूंपी आवरणे' [१४७३] शठं गृहमवरुणद्धि । લુચ્ચાને ઘરમાં રોકે છે.

१२ 'शासूक् अनुशिष्टौ' [१०९५] मनुष्यं धर्मं शास्ति । માનવને ધર્મનો ઉપદેશ આપે છે.

१३ 'डुपचींश् पाके' [८९२] तण्डुलान् ओदनं पचति । તંડુલના-(કાચા ચોખાના) ભાત બનાવે છે.

१४ 'डुयाचृग् याच्ञायाम्' [८९१] नृपं धनं याचते । રાજા પાસે ધનની યાચના કરે છે.

१५ 'दण्डण् दण्डनिपाते' [१८६८] देवदत्तं शतं दण्डयति । દેવદત્તનો ૧૦૦ (રૂપિયા) દંડ કરે છે.

१६ 'डुकृंग् करणे' [८८८] मृदं घटं करोति । માટીનો ઘડો બનાવે છે.

१७ 'ग्रहिश् उपादाने' [१५१७] द्रव्यं धान्यं प्रतिगृह्णाति । પૈસા આપી અનાજ

લાવે છે.
१८ 'मन्थश् विलोडने' [१५४७] समुद्रममृतममथ्नात् । સમુદ્રથી અમૃત વલોવ્યું.
१९ 'जिं जये' [८]

કારિકામાં પ્રમુખ શબ્દ આપેલ હોવાથી બીજા ધાતુ પણ લેવા જેમકે-
२० 'मुषश् स्तेये' [१५६३] गोविन्दं शतं मुष्णाति । ગોવિંદના ૧૦૦ રૂા. ચોરે છે.

મતાન્તરીય કારિકાને આશ્રયીને આ વ્યાખ્યા છે. કારણ કે- શ્રી હેમચન્દ્રસૂરિ ભગવાન્ તો 'दुहि, भिक्षि, रुधि, प्रच्छि, चिग्, ब्रूग्, शास्वर्थ, याचि અને जयति આદિ, તથા नी, हृ, कृष् અને वह् માં બે કર્મ બતાવે છે. અહિં આદિમાં શબ્દ આપેલ હોવાથી, ઉપરમાં અધિક ધાતુઓ બતાવ્યા તે સમજવા, અથવા મતાંતર જાણવું.

# नवमं परिशिष्टम् ।

नकारजावनुस्वारपञ्चमौ धुटि धातुषु ।
सकारजः शकारश्चे षाट्टवर्गस्तवर्गजः ॥१॥

ધાતુમાં ધુટ્સંજ્ઞક વર્ગનો અક્ષર પર છતાં, જે અનુસ્વાર કે વર્ગનો પાંચમો અક્ષર દેખાતો હોય, તે नकारના સ્થાનમાં થયેલો સમજવો. જેમકે 'दंशं दशने' [૪૯૬] અહીં અનુસ્વાર નકારના સ્થાનમાં થયેલ છે, તેથી તેને નકાર માનીને दंश-सञ्जः शवि ।૪।૨।૪૯। આ સૂત્રથી લુક્ કરવાથી 'दशति' રૂપ થાય છે.

'तृम्फत् तृप्तौ' [૧૩૭૮] અહીં નકારના સ્થાનમાં પંચમાક્ષર मकार થયેલ છે, તેથી નકાર માનીને नो व्यञ्जनस्यानुदितः ।૪।૨।૪૫। આ સૂત્રથી લુક્ કરવાથી 'तृफति' રૂપ થાય છે.

चकार પર છતાં જે शकार તે सकार ના સ્થાનમાં થયેલ સમજવો. જેમકે 'श्च्युतृ क्षरणे' અહીં સકારના સ્થાનમાં શકાર થયેલ છે, તેથી તેને સકાર માનીને "संयोगस्यादौ स्कोर्लुक्" ૨।૧।૮૮। એ સૂત્રથી લુક્ થવાથી मधुश्च्योतति ને પહેલાં क्विप्, પછી णिच्, તે પછી क्विप् પ્રત્યય લાગતાં 'मधुक्' પ્રયોગ બને છે. આ વાત મતાંતરને ઉદ્દેશીને છે. સ્વમતમાં તો 'स्च्युतृ' એવો જ પાઠ છે.

र् અને ष् થી પર રહેલ જે णकार, તે નના સ્થાનમાં થયેલ સમજવો. જેમકે 'ऊर्णुगृक् आच्छादने' [૧૧૨૩] , અહીં નકારના સ્થાનમાં ણકાર થયો છે, તેથી તેને નકાર સમજીને દ્વિર્ભાવમાં ऊर्णुनाव કરેલ છે. નહિંતર 'ऊर्णुणाव' એવો અનિષ્ટ પ્રયોગ થઈ જાત.

વળી 'ष्ठां गतिनिवृत्तौ' [૫] અહીં ठकार 'थ' ના સ્થાનમાં થયેલ છે, માટે तस्थौ રૂપ સિદ્ધ થાય છે.